ગાંડીવ સાહિત્ય વાટિકા
પુષ્પઃ : બારમું

# ગીતાંજલિ

રવીન્દ્રનાથ ટાગોર

( આઠ ચિત્રો અને શ્રી લલિતમોહન ગાંધી એમ. એ. એલએલ. બી. બી એસ સી. ના આમુખ સમેત )

પ્રગટકર્તા
ગાંડીવ સાહિત્ય મંદિર
૧૮૦, કેળાંપીઠ
સુરત

[કિંમતઃ રૂા. ૧ા ] [ મે ૧૯૨૮

ગાંડીવ મુદ્રણાલય સુરતમાં છાપી ગાંડીવ સાહિત્ય
મંદિર તરફથી નટવરલાલ વીમાવાળાએ પ્રસિદ્ધ કરી.

## સાહિત્ય વાટિકા

| | | |
|---|---|---|
| ૧ | બોમ્બયુગનું બંગાળા | ૧ |
| ૨ | હાય, આસામ ! | ૧ |
| ૩ | કલકત્તાનો કારાયુગ | ૧। |
| ૪ | બાળવિહાર | ૦॥ |
| ૫ | પંજાબનું પ્રચંડ કાવતરૂં | ૦।≈ |
| ૬ | કાળું ગુલાબ | ૧॥ |
| ૭ | બ્રહ્માંડનો ભેદ | ૩॥ |
| ૮ | આનંદમઠ | ૧॥ |
| ૯ | અમૃતનો પ્યાલો | ૦॥≈ |
| ૧૦ | નામવિનાની નવલકથા | ૧॥ |
| ૧૧ | નિહિલિસ્ટોનાં પંજામાં | ૦॥ |
| ૧૨ | ગીતાંજલિ | ૧। |

ગીતાંજલિ પ્રત ૧૧૦૦ પ્રથમાવૃત્તિ. 

# આમુખ

## આમુખ શા અર્થે ?

કવિસમ્રાટ રવીન્દ્રનાથની જગવિખ્યાત ગીતાંજલિનો પરિચય કરાવવા નીકળવું એ એક જાતનો અવિવેક છે.

છતાં દરેક કવિની કૃતિ પ્રત્યેક વ્યક્તિના માનસ ઉપર જુદી જુદી અસર ઉપજાવે છે. સૌ સૌ પોતપોતાના આત્માની વિભૂતિ અને જન્મોજન્મના સંસ્કાર પ્રમાણે તે કૃતિમાં વિશિષ્ટતા જોઇ શકે છે અને એકને જે સૂઝે એ બીજાને ન દેખાય એ સૌ કોઇનો અનુભવ છે. તો દરેકે દૃષ્ટિબિન્દુ વ્યક્ત કરવાથી સમાજના જ્ઞાન અને વિવેચન સાહિત્યમાં વધારો થાય છે એટલે કેવળ સાહિત્યસેવાની બુદ્ધિથી પ્રેરાઇને આ ગીતાંજલિના ગુજરાતી ભાષાંતરના પુસ્તકનો ઉપોદ્‌ઘાત—આમુખ લખવા પ્રેરાયો છું.

ત્યારે

## ગીતાંજલિ એટલે શું ?

ગીતાંજલિ એટલે કેવળ નોબલ પ્રાઇઝ મેળવવા ભાગ્યશાળી થનાર કૃતિ નહિ, જગવિખ્યાત કૃતિઓમાંની એક નહિ. ઉત્કૃષ્ઠ વિચારોથી ભરપૂર રસાત્મક વાક્યો નહિ, સૌંદર્યે નીતરતાં ઉર્મિગીતો નહિ; કેવળ જગત અને જીવનના ગૂઢ રહસ્યોનાં ગૂઢ ભાષામાં આલેખાયલાં કવિઓના આત્માનાં કૂજન નહિ; એ તો જગતજૂના માનવજીવનના સનાતન સત્યો છે. અનાદિ અનન્ત પરમ વિભૂતિને ચરણે માનવીઓના આત્માની ગીતાંજલિઓ છે.

## ગીતાંજલિની મહત્તા

રવીન્દ્રનાથ તો વેદાંત ફિલસુફીને વર્ષોની એ આર્ય સંસ્કૃતિને પ્રાણચેતના ફુંકી સજીવન કરનાર જાદુગર છે.

કલા તત્વચિંતન અને ધર્મ એ પરમ સત્ય પ્રતિ માનવ આત્માને દોરી જનાર માનવીઓની એ પરમ વિભુતિની પૂજાના પ્રકાર છે.

લાગણી અને કલ્પનાપ્રધાન માનસની ગહન વ્યક્તિઓ પ્રેમ પૂજા કે આરાધના વડે પોતાની ભક્તિ પ્રદર્શિત કરે છે અને તે અર્થે પોતાના સ્નેહના પાત્રમાં ચેતન ધર્મનું આરોપણ કરે છે.

રવીન્દ્રનાથમાં કલાનું તત્ત્વ પ્રાધાન્ય ભોગવે છે. એમની કલા-સમૃદ્ધિ લાગણીઓનો આવેગ અને મનોવૃત્તિની પ્રબળતા એમના શબ્દોમાં કવિત્વ અને સંગીત પૂરે છે. આત્મા ને પરમાત્માનો અન્યોન્ય સંબંધ પ્રિયતમ અને પ્રિયતમાના ઉપમાલંકાર દ્વારા વ્યક્ત કરી માનવ આત્માના આધ્યાત્મિક અનુભવો સ્થૂળ સાધનો દ્વારા એક કલાકાર તરીકે રવીન્દ્રનાથ ગીતાંજલિમાં વ્યક્ત કરે છે. ગીતાંજલિમાં પુરાતન આર્ય-સંસ્કૃતિના નિષ્પ્રાણ દેહ મહીં પોતાની સબળ કલ્પનાશક્તિથી પ્રાણ રેડી તેમણે તેને સજીવન કરી છે. માનવ જીવનનો સક્રિય આદર્શ વેદાંત રજુ કરે છે તેજ આદર્શ રવીન્દ્રનાથ ગીતાંજલિમાં અવનવી રીતે ફરી રજુ કરે છે. ઐહિક અને સ્થૂળ વસ્તુમાત્રના લેપનને દૂર રાખી પરમ સત્ય પર મીટ માંડી, સંસારનું જીવન યથાર્થ જીવી, માનવજીવન અને પ્રત્યેક કર્તવ્ય પ્રભુ ચરણે નૈવેદ્ય રૂપે ધરવાનો જગતનો આદર્શ રવીન્દ્રનાથ ફરીથી દુનિયા સમક્ષ ગીતાંજલિ દ્વારા વ્યક્ત કરે છે, ગીતાંજલિનાં પુષ્પો પ્રભુચરણે માનવહૃદયનાં નૈવેદ્યો છે.

## આત્માની ભૂખ

રવીન્દ્રનાથે હિન્દની જનતા પર જે કાબુ મેળવ્યો છે. તેનું સ્પષ્ટીકરણ એજ કે કવિ તત્વજ્ઞાની નહિ પણ પ્રધાનપણે કવિ છે. એમની દરેક કૃતિની અંદર હિન્દુ સસ્કૃતિને સ્થાન હોય છે. અને હિન્દની અભણ તેમજ વિદ્વાન જનતાની, એનાં જીવન અને સંસ્કારમાં વર્ષો થયાં રૂઢ થઇ ગયેલી, આર્ય ધર્મ અને તત્વજ્ઞાનના મંતવ્યોએ ઉપજાવેલી મહાન સંસ્કૃતિનાં વક્તવ્યની ભૂખ એમની કૃતિઓ ભાંગે

છે. એજ એની લોકપ્રિયતાનું કારણ છે.

રવીન્દ્રનાથ હિંદના પુરાતન ધર્મચિંતનને દુનિયા સમક્ષ સમજાવે છે અને એમના સંગીત અને કવિત્વથી અવનવું રૂપાંતર પામી સૌંદર્ય વૈભવથી નીતરતું, સારી સૃષ્ટિની સંસ્કૃતિની પ્રેરણા પીને સમૃદ્ધ થયેલા એમના બુદ્ધિવૈભવનો અનુપમ ઓપ પામી સારી દુનિયાના પરમ સત્ય શોધવા ટળવળતા આત્માની ભૂખ ભાંગનારૂં પુસ્તક તે ગીતાંજલિ. જગતના મહાન યુદ્ધ પછી થાકી સુતેલા, નવીન સંસ્કૃતિને શોધતા સંદેહાત્મક ને નાસ્તિક થતા જતા, સ્થાપિત મંતવ્યો અને આદર્શોના હચમચાટ પછી સત્યાસત્ય શોધવા મથતા જગતઆત્માની તૃષા છીપાવનાર અમૃતવાળી વાણી તે ગીતાંજલિનું અનુપમ સંગીત.

## કવિતાનો ધર્મ

ગ્રીક લેખક કહે છે તેમ કવિતાનો ધર્મ તત્વજ્ઞાનમાં માનવ હૃદયમાં જલસિંચન કરવાનો છે અને તેજ ધોરણે રવીન્દ્રનાથે આધ્યાત્મિક જીવનના આદર્શો અને જીવનની પર્યેષણા શું છે તે પોતાના લખાણોથી સમજાવ્યું છે અને રવીન્દ્રનાથની સંગીત કૃતિઓ, એના શબ્દોથી શ્રવણુપ્રિય હોય છે, એથીજ વિચાર અંતરમાં સોસરાં ઉતરી જાય છે. આત્માનો જ્ઞાનપ્રદીપ પ્રગટાવે છે, જીવનમહીં ચેતના લાવે છે, હૃદયને હલાવી મુકે છે.

એ બે અંશો ગીતાંજલિમાં સર્વોત્કૃષ્ટ રીતે ઉતરેલા છે અને તેમાંજ તેની મહત્તા છે. ડો. કઝીન્સ કહે છે તેમ:

"His sense of freshness and Elevation is eternal because its Inspiration is from the eternal Rock of Spirit. It does not oose through the Shifting Sands of Sensualism or mere action or blind negation" (Modern English poetry)

એવી "ગીતાંજલિ" ગુજરાતને શા માટે ન જોઇએ! જરૂર

ગુજરાતને એક સંસ્કૃતિના ભંડાર ખોલી દેવાજ જોઇએ.

૧૯૧૨ પછી ગુજરાતને ગીતાંજલિના ચાર અનુવાદ મળ્યા છે–એક ભાવનગરના રાણી સાહેબ નંદકુવરબાએ પ્રસિદ્ધ કરેલો અનુવાદ બીજો સ્વ. કનુબ્હેન દવેનો, ત્રીજો રા. મણિભાઇ હરીભાઇ દેશાઇનો અને ચોથો રા. રામચંદ્ર અધ્વર્યુનો કાવ્યમય અનુવાદ.

ત્યારે કોઇ પૂછશે કે આ પાંચમા અનુવાદની શી જરૂર હતી? કારણ ઉત્તમ અનુવાદ–ભાષાંતર–કોને કહેવો એ પ્રશ્નના ઉત્તર પર અવલંબી રહ્યું છે.

## અનુવાદનું સાહિત્ય

અનુવાદના સાહિત્ય તરફ આપણે ત્યાં ધૃણાની નજરથી જોવાય છે.

અનુવાદના સાહિત્યને સાહિત્યપ્રગતિમાં કેટલું અગત્યનું સ્થાન છે છે તે હજુ આપણે જોતાં શીખ્યા નથી.

પાશ્ચાત્ય જગતની તમામ સંસ્કૃતિ એ જગતના સાહિત્યની સર્વોત્કૃષ્ટ કૃતિઓ મારફતેજ આપણને પ્રાપ્ત થઇ શકે છે. તે અંગ્રેજીદ્વારા. એ પ્રથાનું સાહિત્ય જો પાશ્ચાત્ય જગતે કેળવ્યું ન હતે તો દુનીયાની સંસ્કૃતિ પોતાની જન્મભૂમિમાંજ સુષુપ્તિ દશામાં પડી રહેતે. જર્મન, ફ્રેંચ રૂશીયન સાહિત્યની અમર કૃતિઓ આપણને દુષ્પ્રાપ્ય થઇ પડતે. હિન્દુસ્તાનના જુદા જુદા પ્રાંતોમાં જુદી જુદી ભાષાઓ છે અને જો દરેક ભાષાની ઉત્તમ કૃતિઓ એકબીજામાં અનુવાદિત થાય નહિ તો સંસ્કૃતિની આપલે અટકી પડે. એ દૃષ્ટિએ અનુવાદસાહિત્યની આવશ્યકતા છે એ તો નિર્વિવાદ વાત છે.

## ઉત્તમ અનુવાદ કયો ?

ત્યારે એ સાહિત્ય ખીલવવા માટે શા ધોરણો હોવા જોઇએ? ઉત્તમ અનુવાદ કોને કહેવો–એ બાબત પર નિર્ણય થવાની જરૂર છે.

સદ્‌ગત સાક્ષર નવલરામ એક પુસ્તકના અનુવાદની ચર્ચા કરતાં લખે છે કેઃ—

"ભાષાંતર કરનારનું કામ મૂળ કવિના પ્રતિસ્પર્ધિ થવાને ઠેકાણે તેના ભકત, તેના આજ્ઞાંકિત સેવક, તેના એકાંતિક મિત્ર થવાનું છે."

"ભાષાંતર કરનારે કયારે પણ પોતાની તરફનો વધારો ઘટાડો કરવો ન જોઇએ."

"જે ગુણ, જે દોષ જે છટા જે ભાષાની મીઠાશ મૂળમાં છે તે સઘળી ભાષાંતરમાં આવવી જોઇએ—જાણે તેજ કવિ આપણી ભાષામાં લખવા બેઠો હોય તો તે કેમ લખે?

"મૂળનો રસ કાયમજ રાખવો......" "ભાષા ભાષાની વાક્ય રચનામાં ફેર છે માટે તે બાબત ગમે તેટલો ફેરફાર કરવો, પણ ભાવાર્થ તો તેજ રહેવો જોઇએ......"

ઉપર ગણાવી તે ઉત્તમ અનુવાદની વિશિષ્ટતાઓ સાંગોપાંગ ઉતારવાને માટે અમુક મનોદશાની જરૂર છે. ભાષાંતર કરનારે મૂળ લેખક સાથે એવું તાદાત્મ્ય સાધવું જોઇએ કે એનો આત્મા એક પ્રકારની (passivtiy) નિષ્ક્રિયતામાં વિલીન થાય અને મૂળ કર્તાના આત્મામાં જે કવિતાના આંદોલનો જાગ્યા હોય તેના પડછાયા એના આત્મામાં પડે. એક યથાર્થ ઉપમા આપું તો ભાષાંતરકર્તાએ ગ્રામોફોનની રેકાર્ડ (His Master's Voice Records) થવું જોઇએ. જે જે સ્વરના આંદોલનોથી ગીતની મધુર વ્યંજના થાય છે તે બધી રેકાર્ડ પર આલેખાય છે. તેમ ભાષાંતરકારે કવિના ઉર–ધ્વનિ ઝીલીને પાછા પડઘા રૂપે જગતને ચરણે ધરવા જોઇએ.

એટલે 'ઉત્તમ' અનુવાદના એ ધોરણોએ આ ગીતાંજલિના ભાષાંતરની સફળતા કેટલી એ જોવાનું રહ્યું.

પાંચે અનુવાદ ભેગા કરી દરેકના ગુણદોષ મૂળ સાથે સરખાવી આ અનુવાદની વિશિષ્ટતા સાબીત કરવી એ તો વિવેચકનું કર્તવ્ય છે. માત્ર એ પાંચે અનુવાદો એક પછી એક અનુક્રમે વાંચી ગયા પછી બધી સામટી શી અસર થાય છે તેની કાંઇ નોંધ લેશું.

## વિશિષ્ટતાઓ

આ અનુવાદમાં મૂળ પંક્તિઓનું પદલાલિત્ય બીજા અનુવાદ કરતાં વધારે સારી રીતે જળવાયું છે. શબ્દની વ્યંજના મૂળ જેવી અહિં પણ ઉંડી રહે છે. એમાં આ ભાષાંતરની સફળતા છે. શબ્દો મહીંથી સરતું અર્થગૌરવ સાચવી રાખવામાં આવ્યું છે અને સંગીત ધ્વનિ મૂળનો કાયમ રાખવા પ્રયાસ થયેલો છે. અને ઘણે અંશે તે સફળ છે. પરંતુ કયાંક બસુર સ્વરની માફક કોઇક પંક્તિઓ હૃદયમાં આઘાત પહોંચાડે છે. ચારે અનુવાદો સાથે રાખી એમાં સુધારા કરવાની કાંઇક જરૂર છે. અને એમ થાય તો સર્વોત્તમ અનુવાદ થઇ શકે એમ છે.

અંગ્રેજી ભાષા કરતાં ગુજરાતી કવિવર ટાગોરના વિચારોની સરસ ભાવવાહિની બની શકે છે અને તેથી આ ભાષાંતર મૂળના ભાવ સારી રીતે જાળવી શક્યું છે.

આ ભાષાંતરનો બીજો ગુણ એ છે કે એ આખું વાંચી જાવ પછી એ કેવળ અનુવાદ છે. એમ નથી લાગતું. વાકય રચના, શબ્દ રચના, ગુજરાતી ભાષાના ધોરણેજ રચાયલી છે.

અને છેવટે મૂળ કૃતિના ભાવને ઉતારવા માટે ઘણી જહેમત ઉઠાવેલી છે. કયાંક કચાશ લાગે છે પણ તેનું કારણ એ કૃતિની ઉત્કૃષ્ટતાને લીધેજ છે. એમાં ભાષાંતરકારની આવડતની ખામીને લઇને નથી.

અનુક્રમે ગીત નં. ૩–૧૩–૨૧–૩૬–૬૫–૬૬–૬૭–૭૩–૮૭–૯૧ ના ભાષાંતર ઘણાજ સરસ ભાવવાહી થયાં છે, અને મૂળને સાથે લઇને વાંચનાર સાહિત્યપ્રિય વ્યક્તિઓની મહેનત અફળ નહિ જાય.

અન્તમાં અન્ય કોઇને હાથે આ પુસ્તકનો ઉપોદ્‌ઘાત લખાવ્યો હોત તો ઠીક થાત, છતાં જે મમતા ને આગ્રહને લઇને પ્રકાશકે મને કામ સોંપ્યું છે તે માટે આભાર માની વિરમું છું.

લલિતમોહન ચુનીલાલ ગાંધી



कवीश्वर रवीन्द्रनाथ ठाकूर.

Manoranjan Press,
Girgaon Bombay.



# ગીતાંજલિ.

—૧—

પ્રભો ! મ્હને ત્હેં અમર–અંતરહિત કર્યો છે, તેમાંજ ત્હને આનંદ છે. આ કાચા ઘડાને તું વારંવાર ખાલી કરે છે અને નવું જીવન પૂરીને વળી પાછો ત્હેને ભરે છે.

આ ન્હાની સરખી વાંસની વીણા, ત્હેં ગિરિશૃંગો અને ગિરિકંદરોમાં ગજાવી છે અને તેમાંથી નવા નવા સનાતન નવીનતાથી ભરેલાં મધુરાં તાન ત્હેં વાતાવરણમાં વીંઝયાં છે.

ત્હારા પવિત્ર હાથના દિવ્ય સ્પર્શવડે મ્હારૂં ન્હાનું સરખું હૃદય આનંદમાં નાચી ઉઠે છે અને તેમાંથી અવર્ણનીય ધન્યવાદ જાગી ઉઠે છે.

આ મ્હારી ન્હાની સરખી હથેલીમાં, ત્હારી કૃપાનો–ત્હારી બક્ષિસોનો–અજસ્ર વરસાદ વર્ષે છે. અનેક યુગ થયા એ હાથ ત્હારાં કૃપાજલને ઝીલે છે, છતાં તે હજી પૂરા ભરાયા નથી.

— ૨ —

જ્યારે તું મ્હને ગાવાની આજ્ઞા કરે છે, ત્યારે મ્હારૂં હૃદય અભિમાનથી ફૂલાઈ જાય છે. હું ત્હારા મુખચંદ્ર તરફ નજર કરૂં છું અને મ્હારી આંખોમાં તરત આંસુનાં પૂર ઉભરાઈ આવે છે !

મ્હારા જીવનમાં જે કંઈ કઠોરતા અને વિષમતા છે, તે તરત માધુર્ય ભરેલી સમતામાં દ્રવી જાય છે.—અને એકાદ પક્ષી આનન્દપૂર્વક સમુદ્ર ઉપર ઉડતું હોય, તેમ ભક્તિ અને પ્રેમની કુતુહલપૂર્ણ પાંખોવડે મ્હારૂં હૃદય ત્હારા તરફ ધસે છે!

હું જાણું છું કે મ્હારા ગાવાથી ત્હને આનંદ મળે છે; હું ત્હારી સમક્ષ એક ગાનારા—ભજન કરનારા—ભક્ત તરીકે આવું છું, એ પણ હું જાણું છું.

ત્હારા ચરણકમલનો સ્પર્શ કરવાને મ્હારી ભજન-કીર્ત્તનરૂપી પાંખ હું દૂર દૂર પ્રસારૂં છું, અને એ પાંખના છેડાવડે જે ચરણકમલનો સ્પર્શ કરવાની કદિ પણ હું આશા ન રાખી શકું, ત્હેમનું મધુર સ્પર્શસુખ હું ભોગવું છું !

ત્હારા સંગીતમાં જ્યારે હું રંગાઈ જાઉં છું-ત્હારા ગુણગાનનું પાન કરીને જ્યારે હું આનંદથી મસ્ત થાઉં છું—ત્યારે ખરેખર હું મ્હારૂં ભજન ભૂલી જાઉં છું ! પ્રેમભક્તિના આનન્દમાં ડૂબી જાઉં છું, ત્યારે મ્હને પોતાને પણ ભૂલી જાઉં છું, અને તું જે મ્હારો નાથ—પ્રભુ—સ્વામી છે, ત્હેને ભ્રમથી મિત્ર કહીને બોલાવું છું !

— ૩ —

હે પ્રાણવલ્લભ ! પરમપ્રિય પ્રભો ! તું કેવી રીતે ગાય છે, શું ગાય છે, તે કંઈ હું કળી શકતો નથી; પણ તે ગાનના અલૌકિક નાદને હું આશ્ચર્યચકિત થઈ સાંભળતો સાંભળતો નિઃસ્તબ્ધ બની જાઉં છું !

ત્હારા નાદબ્રહ્મની લહરિવડે સમગ્ર જગત્ ઉદ્ભાસિત થાય છે ! ઝળહળી ઉઠે છે ! ત્હારા સંગીતનો જીવનવાયુ એક પછી એક સમગ્ર આકાશમંડળમાં–બ્રહ્માંડની નસેનસમાં–પ્રધાવિત થાય છે ! ઉભરાઈ જાય છે ! ત્હારાં એ પવિત્ર અને મધુર ગાયનનો અજસ્ર પ્રવાહ વજ્રમય પર્વત જેવા પ્રતિવાયોને પણ ભેદીને અસ્ખલિત વેગથી સજોર આગળ ધસે છે !

ત્હારાં દિવ્ય અને મધુર સંગીતમાં સૂર પૂરવાને મ્હારૂં હ્રુદયબુલબુલ તલપે છે, ત્યાં આતુરતા ભરી ઉગ્ર ઉત્કંઠા જાગે છે, પણ હું શું કરૂં ? મ્હારા ક્ષીણ કંઠમાંથી સ્વર સુદ્ધાં નીકળી શકતો નથી ! હું ગાઉં, બોલું, સમતાથી ત્હારા સુરમાં સુર મેળવું, એવી પ્રબલ ઇચ્છા થાય છે; પણ વાણી એ સંગીતના પ્રવાહમાં વળી શકતી નથી, અને એથી હું હતાશ થઇને–અમુઝાઇને–લાચારીથી રડું છું. પ્રિય વલ્લભ ! ત્હારા મધુર સંગીતના અખંડ, અનંત, અલૌકિક મોહપાશવડે બાંધીને મ્હારા દીન હ્રુદયને ત્હેં કેદી બનાવ્યું છે !

— ૪ —

મ્હારા પ્રાણના પ્રાણ! જીવના જીવન! હૃદયના આત્મધન! ત્હારા ચેતનમય પવિત્ર સ્પર્શને મ્હારા સઘળા અવયવો નિરંતર અનુભવે છે, એમ જાણીને હું મ્હારા શરીરને હમેશાં પવિત્ર રાખવા યત્ન કરીશ.

સર્વ અસત્ય પદાર્થોને મનઃપ્રદેશમાંથી બ્હાર હાંકી કાઢવા માટે હું સદૈવ પ્રબળ પ્રયાસ કરીશ; કારણ કે એ મનોમંદિરમાં પ્રજ્ઞાશક્તિનો પ્રકાશ પાડનારૂં ત્હારૂં સત્ય સ્વરૂપ વિરાજે છે, એ હું જાણું છું.

મ્હારા અંતઃકરણમાંથી સર્વ દુર્વિકારોને દૂર કરવાનો હું સર્વદા યત્ન કરીશ, અને મ્હારા ભક્તિભાવના પ્રેમપુષ્પને સર્વદા પ્રફુલ્લિત રાખીશ, કારણ કે એ હૃદયના ઉંડા ઉંડા નિર્ભૃતસ્થાનમાં ત્હારૂં સિંહાસન છે એ હું જાણું છું.

ત્હારા શ્યામસુંદર સ્વરૂપને મ્હારા પ્રત્યેક કાર્યવડે આ વિશ્વમાં વ્યક્ત કરવાનો અવશ્ય હું યથાસાધ્ય પ્રયત્ન કરીશ; કારણ કે પ્રત્યેક કાર્ય કરવાની ગતિ મ્હને ત્હારીજ પ્રેરણાશકિત અને કૃપાવડે પ્રાપ્ત થઈ છે, એ હું બરાબર જાણું છું.

— ૫ —

ત્હારા પ્રેમપાસામાં ચંપાઈને માત્ર એક ક્ષણભર સહવાસસુખ ભોગવવાની હું યાચના કરૂં છું. પ્રિયવલ્લભ! મ્હારી એ રંક ઇચ્છા પૂર્ણ કર. જે કર્ત્તવ્યનો ભાર મ્હારા હાથપર રહેલો છે, તે હું ત્યાર પછી સુખેથી ઉતારીશ.

ત્હારા દિવ્ય દિદારથી દૂર—ત્હારા મધુર મુખચંદ્રના દર્શનને અભાવે—મ્હારૂં દુર્બળ હૃદય ત્રિભુવનમાં ક્યાંય પણ સુખ, શાન્તિ કે સ્ફૂર્ત્તિ અનુભવી શકતું નથી. અને એજ સ્થિતિમાં કર્ત્તવ્ય—કાર્યોનો ભાર મ્હને દુઃખતરંગોથી ભરેલા એક કિનારા વગરના અનંત મહાસાગર જેવો જણાય છે.

આજે વિશ્વને આંગણે વસંતનું આગમન થયું છે. ત્હેનું ગુંજન અને શ્વસન મ્હારા હૃદયની અટારીને સ્પર્શે છે. ભ્રમરકુળ અને મધુમક્ષિકાનાં યૂથો નવપુષ્પિત લતાઓથી પરિવેષ્ટિત પ્રેમકુંજના માધવીમંડપમાં મધુર ગુંજારવ કરી રહ્યાં છે.

ત્હારા મુખચંદ્ર સન્મુખ બેસીને, મૌન ધારણ કરીને, ત્હારૂં ધ્યાન ધરવાનો અને ત્હારા ચરણકમલમાં જીવનસર્વસ્વ સમર્પણ કરવાનો, એજ ખરેખરો શાન્તિ અને અવકાશ ભરેલો સમય છે. ત્હારાં ભજન પૂજન અને જ્ઞાન ધ્યાનને માટે એજ સુયોગ્ય ક્ષણ છે.

— ૬ —

આ ન્હાનાં સરખાં નવવિકસિત પુષ્પને ચુંટી લે. વિલંબ ના કર ! નહિ તો તે મીંચાઇ, કરમાઇ, ખરીને ધૂળમાં મળી જશે; ત્હેની મ્હને ઘણી ભીતિ રહે છે.

ત્હેને ત્હારાં રસપૂર્ણ હૃદયપર શોભા ધારણ કરતી પુષ્પમાળામાં સ્થાન નહિ મળે, એ હું જાણું છું. ( કેમકે એટલી બધી કૃપાને તે પાત્ર નથી. ) છતાં પણ ત્હેને

ત્હારા કરકમલના સ્પર્શવડે ચૂંટીને ત્હેનો આદર કર. એવી રીતે અચાનક ચૂંટાવાથી ક્ષણભર ત્હેને દુઃખ થાય તો ભલે પણ મ્હને ભય રહે છે કે, તે ચૂંટાયા પહેલાંજ દિવસ આથમી જાય; મ્હારૂં બધું અજ્ઞાનમાંજ વહી જાય અને એ પુષ્પ ત્હારા ચરણમાં સમર્પણ કરવાનો સમય વીતી જાય!

ત્હેનો રંગ ગાઢો કે ઘેરો નહિ હોય અને ત્હેનો સુરભિ–સુવાસ પણ કદિ સ્વલ્પ અથવા મંદ હોય, તો પણ દયા કરીને ત્હારી સેવામાં ત્હેનો સ્વીકાર કર અને હજી સમય છે ત્યાં સુધી ત્હેને ચૂંટી લે.

— ૭ —

મ્હારાં સંગીતે ત્હેના સર્વ અલંકાર–આભૂષણોનો પરિત્યાગ કીધો છે. સુંદર વસ્ત્રાભૂષણ અને ઠાઠમાઠનું ત્હેને અભિમાન નથી. અલંકારોના અંતરાયવડે આપણું તાદાત્મ્ય, આપણી સમતા, એકતા–તૂટી જશે. તેઓ મ્હારા અને ત્હારા સંયોગની આડે આવશે, અને ત્હેનો ઝણઝણાટ ત્હારી મંદ માધુરી ભરેલી વાણીના ધ્વનિને ડૂબાવી દેશે.

ત્હારાં દિવ્ય દિદારનું દર્શન થતાં, મ્હારૂં કાવ્યશક્તિનું મિથ્યા અભિમાન લજ્જિત થઇને ગળી જાય છે; હે, કવીન્દ્ર ! હું તો ત્હારા ચરણકમળ સમીપ બેસીજ રહ્યો છું. મ્હને માત્ર મ્હારૂં જીવન સીધું અને સાદું થાય–શુદ્ધ અને સરલ થાય–એવો માર્ગ બતાવ; કેમકે ત્યારેજ તે ગાયનોના મધુરસ્વર પૂરવાની ત્હારી એક વાંસળી જેવું બની શકશે.

— ૮ —

જે બાળકનાં શરીરને રાજશાહી ઠાઠવાળા રાજકુમારના ઝબ્બાવડે શણગારેલું હોય છે અને જેનાં ગળાંમાં હીરા મોતીની સાંકળીઓ અને રત્નહાર લટકાવવામાં આવે છે, ત્હેની રમત ગમતનો આનંદ નાશ પામે છે. પગલે પગલે ત્હેના વસ્ત્રાભૂષણનો બોજો ત્હેની આડે આવે છે!

વખતે તે ફાટી જાય–બગડી જાય–અથવા ધૂળથી તે રજોટાઇને ડાઘા ડાઘાવાળું થઇ જાય એવા ભયવડે જગતથી તે દૂર રહે છે. અહિં તહિં હરતાં ફરતાં પણ તે ડરે છે.

માતા! એથી શું લાભ? આ વસ્ત્રાલંકારનો શૃંગાર, આ ત્હારૂં માયાવી બંધન, જો પૃથ્વીની આરોગ્યદાયક રજરેણુથી સર્વદા ત્હેને દૂરજ રાખતું હોય,–આ સામાન્ય માનવજીવનના સંમેલન–મહોત્સવમાં પ્રવેશ કરવાનો ત્હેનો હક્ક પણ તે છીનવી લેતું હોય, તો એ બધા નકામા બોજાનો શું ઉપયોગ?

— ૯ —

અરે મૂર્ખ! ત્હારી પોતાની ખાંધપર બેસીને તું પોતાને ઉંચકી જવાનો આ કેવો યત્ન કરે છે? અરે, ભિખારી! તું ત્હારે પોતાનેજ ગરીબ બારણે ભીખ માંગતો શાને ઉભો છે? ત્હને શું કહેવું?

જેનામાં સર્વ ભારને સહેવાનું, ઉઠાવવાનું અને વહેવાનું અનંત સામર્થ્ય ભરેલું છે, ત્હેનાજ સબળ હાથમાં ત્હારા

બોજાની ઝોળી ભેરવી દે અને નિશ્ચિંત થા. પરિતાપથી પ્રજળીને કદિ પણ પાછું વાળી એ બોજા તરફ જોતો નહિ.

એ દિવ્ય દીપકને ત્હારી ક્ષુદ્ર કામના અને વાસનાઓ પોતાના ઝેરી શ્વાસનો સ્પર્શ થતાં માત્રમાં બુઝાવી દે છે. ત્હારી તૃષ્ણા એટલી બધી અપવિત્ર છે. એ કામનાના અપવિત્ર હાથવડે કદિ પણ બક્ષિસ માંગતો કે લેતો નહિ. પવિત્ર પ્રેમવડે વગર માગ્યું જે અર્પણ કરવામાં આવે તેજ સંતોષથી સ્વીકારીને સુખી રહે.

— ૧૦ —

અહિં ત્હારી ચરણપાદુકા છે અને અત્યંત ગરીબ, અતિ દીન, હીન, પાપી અને દુર્ભાગી પામર પ્રાણીઓ જ્યાં રહે છે ત્યાં ત્હારાં ચરણકમળ રહે છે.

એથી જ્યારે હું ત્હારા પાદપદ્મમાં સાષ્ટાંગ પ્રણિપાત કરવાનો પ્રયત્ન કરૂં છું, ત્યારે એ દીન, હીન અને પામર પ્રાણીઓથી પરિવેષ્ઠિત ઉંડા અધઃપ્રદેશમાં પડી રહેલા ત્હારા ચરણકમળને મ્હારા સંયુક્ત હાથ, સ્પર્શ કરી શકતા નથી.

અત્યંત દીન, પામર અને રંક લોકોનો ભિક્ષુકના જેવો ગરીબ પોષાક પહેરીને સર્વદા તું ફરતો ફરે છે, ત્યાં અભિમાન પ્રવેશ કરીને કદિ પણ ત્હારા ચરણકમળને પહોંચી શકતું નથી.

એ રંક, અધમ અને પાપી પ્રાણીઓ જેઓ અનાથ છે, ત્હેમને સનાથ કરી, ત્હેમના સંગમાં રહેનારાં ત્હારાં ચરણકમળની પ્રાપ્તિ મ્હારા હૃદયમાં કદિ પણ થનાર નથી.



श्रीयुत रविबाबु पोताना चित्रांगदा नाटकना चित्रोसंबंधी प्रसिद्ध चित्रकार अवनीन्द्रनाथने प्रसंग समजावे छे.

Manoranjan Press,
Girgaon Bombay.

—૧૧—

આ ત્હારાં ભજન–ગાયનના પ્રલાપ અને માળાના જપ એ સર્વ છોડી દે. મન્દિરનાં સર્વ દ્વાર બંધ કરીને, ત્હેના અંધકારમય એકાન્ત ખૂણામાં બેસીને તું કોની પૂજા કરે છે? કોનું ધ્યાન ધરે છે? ત્હારી આંખો ઉઘાડ અને નજર કર. તું જેનું પૂજન કરે છે, તે પ્રભુ ત્હારી સન્મુખ ક્યાં છે?

કૃષિકાર જે ઠેકાણે ક્ષેત્રની બરડ અને કઠોર જમીન ખેડી રહ્યો છે અને જે ઠેકાણે રસ્તો સાફ કરનારો મજૂર પત્થર ફોડતો બેઠો છે, ત્યાં ત્હારો પ્રભુ છે. ઉનાળાના પ્રખર તાપમાં અને વર્ષાની સખત ઝડીમાં સદોદિત ત્હેમનીજ સાથે તે બેસે છે. ત્હેનાં વસ્ત્રો રસ્તાની ધૂળથી રજોટાયેલાં છે. ત્હારી બાહ્ય પવિત્રતાનો પોષાક ઉતારીને ક્ષણભર દૂર મૂક, અને એ ત્હારા પ્રભુની પેઠે તું પણ એ ધૂળથી ઘેરાયેલી મેલી જમીનપર ઉભો રહીને કામ કર.

મોક્ષ? તું માને છે એવો મોક્ષ ક્યાં મળવાનો છે? આ સૃષ્ટિ નિર્માણ કરવાના વિચિત્ર કાર્યને આપણા પ્રભુએ પોતે પોતાની મેળે સ્વેચ્છાપૂર્વક સ્વીકાર્યું છે, એ પ્રભુ પણ આપણી સર્વની સાથે નિરંતર જન્મ–મરણની ઘટમાળમાં ઘૂમ્યાજ કરે છે.

ધ્યાન–ધારણાની ત્હારી અંધારી ગુફામાંથી બહાર આવ. ત્હારી પુષ્પાંજલિ અને ધૂપ સુગંધિ બાજુએ મૂક.

ત્હારાં વસ્ત્રો રજોટાઈ અથવા ફાટી જાય તેથી શામાટે ગભરાય છે? તેમાં શું મ્હોટું નુકશાન થવાનું છે? (શું પ્રભુથી પોષાક વિશેષ છે?) બહાર આવ, પ્રભુને જો, અને ત્હારે કપાળે પ્રસ્વેદની જાળ બાઝે, ત્યાં સૂધી ત્હેમની બાજુમાં બેસીને મહેનત કર.

—૧૨—

મ્હારા પ્રવાસમાં લાંબા સમયનું પ્રયોજન છે અને જે સ્થાને મ્હારે પહોંચવું છે, ત્યાં જવાનો રસ્તો પણ ઘણો વિકટ છે.

પ્રકાશના પ્રથમ કિરણરૂપી રથમાં બેસીને હું બહાર નીકળ્યો. પ્રવાસ કરતો અહિં સુધી આવ્યો. અસંખ્ય તેજસ્વી ગોળાઓ–ગ્રહ–નક્ષત્રો ઉપર મ્હારાં પગલાંની નિશાનીઓ કરતો કરતો, હું આ જગત્‌ના નિર્જન આકાશમાર્ગનું અતિક્રમણ કરૂં છું.

ત્હારી પાસે પહોંચવાનો માર્ગ, અતિ કઠિન, દીર્ઘ અને અડચણોથી ભરેલો છે. સરળ માર્ગ તો એકજ છે અને તે પ્રેમાળ, મધુર તેમજ પવિત્ર ગાયન છે.

એ માર્ગના પ્રવાસમાં પોતાના ઘરનું દ્વાર મળે ત્યાં સુધી બીજા અનેક માણસોના દરવાજા ઠોકવા પડે છે. અંદરની દૂર દૂર પ્રકાશતી યજ્ઞવેદીને પહોંચવા માટે બહારના અનેક ઉંબરા ઓળંગવા પડે છે અને બ્હારના અનેક જગ-

તમાં પરિભ્રમણ કરવું પડે છે, ત્યારેજ છેવટે છેડો હાથ લાગે છે.

મ્હારી આંખો બંધ કરીને તું અહિંજ છો, એવું કહેવાનો સમય મળ્યો, તે પહેલાં મ્હારી આંખો દૂર દૂરની ભળતીજ દિશામાં નિરર્થક અહિં તહિં ભટકતી રહી.

અરેરે ! તું કયાં છે? એ પ્રશ્ન અને એ પોકાર, દ્રવી દ્રવીને અશ્રુરૂપે હજારો ઝરણોમાં વહેવા લાગ્યો. છેવટે 'હું આ રહ્યો' એવા પ્રત્યયનું જ્યારે પૂર આવ્યું, ત્યારે ત્હેમાં સમગ્ર વિશ્વ સ્નાન કરવા લાગ્યું-તેમાં ડૂબી જતું જણાયું !

—૧૩—

જે ગાયન ગાવાને હું આ જગતમાં આવ્યો તે આજ દિવસ સુધી ગાયા વગરનુજ રહ્યું છે.

આજ સુધીના બધા દિવસો મ્હેં મ્હારા વાજિન્ત્રના તાર ઉતારવા અને ચ્હડાવવામાંજ વૃથા વીતાવી દીધા !

યોગ્ય સમય હજી આવ્યો નથી. ગીત ઉપર મ્હારો અધિકાર જામ્યો નથી. સ્વર બરાબર બેઠો નથી. લય હાથ લાગી નથી અને મ્હારી શબ્દયોજના હજુ સુધી પણ ઠરી નથી. એક માત્ર વ્યાકુલ-યંત્રણાભરેલી-ઇચ્છા અને ત્હેનો તનમનાટ મ્હારા હૃદયમાં જાગી રહ્યો છે !

કળિ હજી વિકાસને પામી નથી-પુષ્પનું મુખ ઉઘડયું નથી, નિઃશ્વાસ નાંખતો વાયુ માત્ર ત્હેની આસપાસ ફુંકે છે અને ઘુઘવે છે !

ત્હેના હાસ્યચર્ચિત મધુર મુખચંદ્રને હજી હું જોઈ શકયો નથી. અરે! ત્હેનો સ્વર પણ હજી મ્હેં સાંભળ્યો નથી! માત્ર મ્હારા ઘર પાસેના રસ્તા ઉપર પડતાં ત્હેનાં મંદ પગલાંજ મ્હેં દૂર દૂરથી સાંભળ્યાં છે!

ભૂમિઉપર ત્હેનું આસન બિછાવવામાંજ મ્હારા દીર્ઘ જીવનના અમૂલ્ય દિવસો વીતી ગયા, પણ દીપક હજી સુધી પ્રકટયો નથી. અને ત્યાં સૂધી ત્હેને મ્હારા ઘરમાં હું બોલાવી શકતો નથી.

ત્હેના દર્શનની-ત્હેના સંયોગની-ત્હેની પ્રાપ્તિની-આશામાં ને આશામાં હું જીવન ધારણ કરી રહ્યો છું, મ્હારા દિવસો વીતાવું છું; પરંતુ આજ સુધી ત્હેમનો મેળાપ કે ત્હેમનું દર્શન થયું નથી.

— ૧૪ —

મ્હારી ઇચ્છાઓ અનેક છે અને મ્હારૂં આક્રંદ દયાર્દ્ર તેમજ પ્રેમભીનું છે, તેમ છતાં મ્હારી માંગણી કઠોર રીતે નાકબુલ કરીને સદૈવ તું મ્હારૂં રક્ષણ કરે છે. આ ત્હારી અપૂર્વ-પ્રબળ કૃપાનું ફળ મ્હારા જીવિતના અંશમાં-ત્હેના પ્રત્યેક અણુ પરમાણુમાં ફળીભૂત થયું છે.

મ્હારે વગર માગ્યે, દિન પ્રતિદિન સાદી પણ મ્હોટી મ્હોટી અનેક બક્ષિસો તું મ્હને આપે છે, (આ આકાશ, અને પ્રકાશ, આ મ્હારો દેહ, જીવાત્મા અને મન એ સર્વ ત્હમારીજ બક્ષિસો છે,) એ સર્વ બક્ષિસોને પ્રતિ દિવસ અધિક પાત્ર

કરે છે તેમજ પ્રબળ તૃષ્ણાવડે પ્રાપ્ત થનારા મહાન્ સંકટોમાંથી મ્હારૂં તું સર્વદા રક્ષણ કરે છે.

અનેક વખત હું આળસુ થઇને ગાંડાની પેઠે નિરૂદ્દેશ ભટક્યા કરૂં છું, અને વખતો વખત હું પાછો જાગૃત થઈને પ્રાપ્ય વસ્તુની શોધમાં વ્યાકુળતાથી આગળ વધું છું. પણ તું નિર્દયતાથી ત્હારૂં મુખ મ્હારાથી છૂપાવતોજ ફરે છે!

અનેક દિવસ વારંવાર મ્હારી ઇચ્છાનો અસ્વીકાર કરીને ત્હારી પૂર્ણ કૃપાનો તું મ્હને પાત્ર બનાવે છે. અસ્પષ્ટ, અશુભ અને સંદિગ્ધ વાસનાઓના ભય તેમજ સંકટમાંથી મ્હારૂં રક્ષણ કરી ત્હારા સ્વીકારને પાત્ર મ્હને બનાવે છે.

—૧૫—

ત્હારાં ગીત ગાવાને હું અહિં આવ્યો છું. ત્હારા આ વિશાળ મન્દિરમાં-ત્હેના એક દૂરના ખૂણામાં મ્હારી એક બેઠક છે.

આ ત્હારા જગત્‌માં હવે મ્હારે કરવાનું કંઈ કામ બાકી રહ્યું નથી. મ્હારૂં નિરૂપયોગી જીવન, પ્રયોજન વગરનાં-ઉદ્દેશ રહિત-ગાયનો ગાવામાંજ વીતી જાય છે! શું ત્હેને માટેજ એ જીવન નિર્માણ થયું હશે?

મધ્ય રાત્રિના અંધકારમય મન્દિરમાં શાન્ત-નિઃશબ્દ-ત્હારી ઉપાસના કરવાનો જ્યારે સમય થાય, ત્યારે હે

વલ્લભ! હે, પ્રભો! મ્હને ત્હારી સન્મુખ ઉભા રહીને ગાવાની આજ્ઞા કરજે.

પ્રાતઃકાળની મધુર વાયુલહરિયોમાં જ્યારે મ્હારી સુવર્ણમય વીણાને સૂર ચ્હડાવી હું વગાડવા લાગું, ત્યારે ત્હારાં ચરણસમીપ હાજર રહેવાની આજ્ઞા કરીને મ્હારૂં માન રાખજે.

— ૧૬ —

આ જગત્‌ના ઉત્સવમાં ભાગ લેવાને મ્હને આમંત્રણ મળ્યું હોવાથી, મ્હારૂં જીવન સુખપૂર્વક સફળ થયું, એમ મ્હને લાગે છે. મ્હારી આંખોના પડદા તૂટયા છે. હું નિરીક્ષણ કરી શકયો છું અને મ્હારા કાન સાંભળીને પરિતૃપ્ત થયા છે.

આ ઉત્સવની ઉજવણીમાં મ્હારૂં વાજિંત્ર વગાડવાની મ્હને આજ્ઞા મળી હતી. એ કાર્ય મ્હને સોંપવામાં આવ્યું હતું અને તે મ્હેં યથાશક્તિ બજાવ્યું છે.

હવે હું પૂછું છું કે, મન્દિરમાં પ્રવેશ કરવાનો અને ત્યાં ત્હારૂં મુખદર્શન કરીને મુંગે મ્હોડે ત્હારા ચરણમાં પ્રણિપાત કરવાનો સમય હવે આવી પહોંચ્યો છે કે નહિ?

— ૧૭ —

છેવટે વલ્લભના હાથમાં પ્રેમપૂર્વક મ્હારૂં સર્વસ્વ સમર્પણ કરવાનીજ રાહ જોઇને હું બેસી રહ્યો છું, એથીજ આટલો બધો વિલંબ થયો છે, એથીજ બીજાં કરવાનાં

કામોની વિસ્મૃતિ અને અપૂર્ણતાનો હું અપરાધી બન્યો છું. મ્હને જકડીને બાંધી લેવા માટે લોકો પોતાના કાયદા કાનુનો લઇને આવે છે, પણ હું હંમેશ તેમને તાળી દઇને છટકી જાઉં છું; કારણ કે હું તો માત્ર પ્રેમીના ચરણમાં મ્હારૂં જીવન સર્વથા સમર્પણ કરવાનીજ રાહ જોતો બેસી રહ્યો છું !

લોકો મ્હારો દોષ કાઢે છે, મ્હને ઉપાલંભ આપે છે અને મ્હને બેદરકાર કહે છે; ત્હેમનો ઠપકો બરાબર યોગ્ય છે. હું દોષિત છું ત્હેમાં કંઈ પણ શંકા નથી.

બજારનો દિવસ પૂરો થયો, ગુજરી ઉઠી ગઈ છે, ઉદ્યોગી લોકોનું સર્વ કામ પૂરૂં થયું છે. મ્હને જેઓ નિરર્થક બૂમો મારતા–બોલાવતા–ઉભા હતા, તેઓ છેવટે બધા ગુસ્સે થઇને ચાલ્યા ગયા છે. હું તો માત્ર પ્રિય વલ્લભના ચરણમાં મ્હને પોતાને સમર્પણ કરવાની રાહ જોતો ઉભો છું !

— ૧૮ —

વાદળદળ એક ઉપર એક તૂટી પડે છે અને અંધકાર ઘેરાતો જાય છે. પ્રાણવલ્લભ ! મ્હારા સર્વસ્વ ! ત્હારા દરવાજા બહાર મ્હને રાહ જોતો અને રડતો એકલો શા માટે ઉભો રાખ્યો છે ?

પોતપોતાના કામમાં લોકો જ્યારે નિમગ્ન હોય છે ત્યારે, મધ્યાન્હના પ્રકાશિત સમયે હું ત્હેમની સાથેજ રહું છું; પણ આજના આ ઘોર અંધકાર વખતે એક માત્ર ત્હારા

માટેજ–ત્હારા દર્શનની આશા રાખીને–હું અહિં એકલો વ્યાકુળ ઉભો છું.

જો ત્હારા મધુર મુખચંદ્રની ઝાંખી મ્હને નહિ કરાવે, જો તું નિર્દયતાથી મ્હારી મશ્કરી કરીને મ્હને એક બાજૂએ ફેંકી દેશે, તો હું આ કંટાળા ભરેલા વર્ષાના ભયંકર લાંબા દિવસો કેવી રીતે ગુજારીશ ?

ઘેરા નીલાકાશના આ દૂર સૂધી પ્રસરેલા ઘોર અંધકાર તરફ એકી ટશે નજર કરતો હું આંખો ખેંચી રહ્યો છું અને ક્ષણભર પણ બંધ નથી રહેતો એવો જે આ તોફાની વાયુ વહે છે, ત્હેની સાથે રડતું મ્હારૂં હૃદય ક્યાં ક્યાં ભટકયા કરે છે !

—૧૯—

જો તું મ્હારી સાથે નહિ બોલશે, તો ત્હારા માનવડે પણ છેવટે હું મ્હારૂં હૃદય ભરી રાખીશ. ત્હારી કૃપા અથવા અવકૃપા, ત્હારા રાગ અથવા અનુરાગને શાન્ત રહીને મુંગે મ્હોડે હું સહન કરીશ. ચાંદરણાવાળી રાત્રિ જેવી રીતે પહેરો ભરતી મુંગે મ્હોડે સહનશીલતાથી પોતાનું મસ્તક નમાવીને ઉભી રહે છે, તેવી રીતે હું પણ ત્હારે માટે સહનશીલતા અને ધૈર્યથી રાહ જોતો હૃદય નમાવીને ઉભો રહીશ.

પ્રાત:કાળ અવશ્ય થશે–સૂર્યનાં સુવર્ણસદશ સૌન્દર્ય કિરણો ફૂટશે, રાત્રિનો અંધકાર ન્હાશી જશે અને ત્હારો

મધુર સ્વર આકાશનો પડદો ચીરીને એ સુવર્ણમય કિરણનાં ઝરણ સાથે ગગનમાં મૌન ધ્વનિ ગજાવતો પ્રસરી રહેશે !

એ વખતે પક્ષિયોના પ્રત્યેક માળામાંથી ત્હારા મધુર શબ્દોને પાંખો ફૂટશે અને સમીપના મ્હારાં વન–ઉપવન અને વૃક્ષકુંજોમાં ખીલેલી પુષ્પપાંખડીઓમાંથી ત્હારાં ગીતનો મધુર આલાપ ઝણુઝણાટ કરતો વિસ્તાર પામશે.

— ૨૦ —

અરેરે ! જે દિવસે કમળની પાંખડીઓ ખીલી, ત્યારે મ્હારૂં મન નિરૂદ્દેશ ભટકતું હતું; એથી તે મ્હારી દૃષ્ટિયેજ ન પડ્યું ! મ્હારી પુલ વીણવાની ટોપલી ખાલી હતી અને ખીલેલાં કમળ તરફ મ્હારૂં દુર્લક્ષ હતું !

રહી રહીને, થોડે થોડે અંતરે, મ્હારા હૃદય ઉપર ઉદાસીનતા છવાઇ રહેતી. મ્હારા સ્વપ્નમાંથી હું એકાએક ચમકી ઉઠયો અને દક્ષિણ તરફથી વહી આવતી વાયુ લહરિયોમાં પૂર્વે કદિપણ નહિ અનુભવેલી, એવી કોઈ અલૌકિક સુરભિની મધુરતામાં મ્હારૂં હૃદય ડૂબવા લાગ્યું !

એ અસ્પષ્ટ સૌગંધમય માધુર્યનો અનુભવ પ્રાપ્ત થતાંજ મ્હારૂં અંતઃકરણ પ્રિય દર્શનની ઈચ્છાથી આતુર થયું. એ દુઃખભરેલી ઉત્કંઠા અને વ્યાકૂલતામાં મ્હને લાગ્યું કે, ગ્રીષ્મકાળનો આતુરતા ભર્યો વાયુ આત્મતૃપ્તિને માટેજ વહી આવ્યો હોવો જોઇએ !

એ વખતે માધુર્ય આટલું બધું મ્હારી નજીક છે, તે મ્હારૂં પોતાનું–મ્હારી માલીકીનુંજ છે–અને ત્હેની સંપૂર્ણ સુવાસિકતા મ્હારા પોતાનાજ હૃદયાકાશના મર્મભાગમાંથી વિકાસ પામેલાં કમળની છે, તેનું મ્હને લેશ પણ ભાન ન્હોતું.

— ૨૧ —

હવે મ્હારી નૌકા મ્હારે ઝુકાવવીજ જોઇએ. મ્હારો અમૂલ્ય સમય કિનારા ઉપરજ આળસમાં પસાર થઈ ગયો. ખરેખર હું હતભાગી છું !

વસંતઋતુ આવી, પોતાની પુષ્પસંપત્તિની ભેટ ધરીને પાછી વિદાય પણ થઈ ગઈ! હવે આ કરમાઇ ગયેલાં નિર્માલ્ય સૂકાં ફુલોનો બોજો હાથમાં ઉઠાવીને હું ગાંડાની પેઠે વાટ જોતો બેસી રહ્યો છું !

પાણીના તરંગો ગર્જના કરતા મ્હોટા મ્હોટા ઉછાળા મારી રહ્યા છે અને કિનારા ઉપરની વિશાળ છાયાવાળી ખીણમાં કરમાઇને પીળાં પડી ગયેલાં પાંદડાંઓ ફડફડાટ કરતાં નીચે પડે છે.

શૂન્ય આકાશ તરફ દૃષ્ટિ માંડીને તું શું જોયા કરે છે? સ્હામેના કિનારાપરથી વહી આવતા વાયુના પ્રવાહની સાથે દૂર દૂરથી ખેંચાઇ આવતાં ગાયનનો દિવ્ય સુર હવામાં કંપન ઉત્પન્ન કરતો શું ત્હારા હૃદયને દ્રવિત નથી કરતો ?

— ૨૨ —

વર્ષાઋતુની અંધારી–આષાઢી–રાત્રિની ગાઢ છાયામાં

ધીમે પગલે એ રાત્રિના જેવી શાન્તિથી, ચોરી છૂપીથી બધા પહેરેગીરોની નજર ચૂકાવીને તું ચાલે છે.

આજે ઉષાએ પોતાનાં નેત્રો મીંચ્યાં છે; પૂર્વમાંથી સપાટાબંધ વ્હેતા વાયુના પ્રબળ પ્રવાહની ત્હેને લેશ પણ સ્પૃહા નથી. સદૈવ જાગૃત રહેનારા નીલવર્ણના આકાશે આજે અંધારપછેડા જેવો કાળો બુરખો ઓઢયો છે.

ઉપવનો અને વૃક્ષકુંજોએ પોતાનાં ગાયન બંધ કર્યાં છે, અને પ્રત્યેક ઘરનાં દ્વાર પણ આ વખતે બંધ થયાં છે. આ નિર્જન રસ્તામાં તું આ વખતે એકલો એકલોજ ચાલતો જણાય છે. મ્હારા પ્રેમની મૂર્ત્તિ! મ્હારા એક માત્ર મિત્ર! હૃદયના સખા! મ્હેં મ્હારા ઘરનાં બારણાં ખુલ્લાંજ રાખ્યાં છે. મધુરાં સ્વપ્નાંની પેઠે તું પાસે થઇને ચાલી જતો નહિ.

— ૨૩ —

હૃદયના મિત્ર! આજની આ તોફાની રાત્રે તું શું ત્હારા પ્રેમના પ્રવાસમાં ઘર છોડીને બ્હાર ફરે છે? કોને મળવાને માટે આ પ્રવાસ? આ આકાશ પણ જાણે નિરાશાથી ડુસકાં ભરતો હોય તેમ જણાય છે!

આજે રાત્રે મ્હને ઉંઘ આવતીજ નથી. પ્રિય મિત્ર! હું વારંવાર મ્હારાં બારણાં ઉઘાડું છું અને બહારના કાજળ જેવા ગાઢ અંધકાર ઉપર નજર નાખું છું; પણ મ્હને કંઈ નજરે પડતું નથી. હું આશ્ચર્ય પામું છું કે તું કયે રસ્તે થઇને જાય છે!

મ્હારા હૃદયવલ્લભ ! શાહીના જેવી કાળી જણાતા, નદીના અંધારાથી છવાયેલા કયા કૃષ્ણ કિનારા ઉપર—ડોળા ઘૂરકાવતાં ભયંકર જંગલના કયા દૂરના છેડા ઉપર—અથવા ગ્લાનિ ભરેલા વાંકા-ચૂંકા ગાઢ અંધકારમય કયા ખીણવાળા પ્રદેશમાં થઈને—તું મ્હને મળવાને એકલો એકલો અંધારે રસ્તે ચાલતો આવે છે ?

— ૨૪ —

દિવસ અસ્ત પામ્યો છે, પ્રકાશની ચાદર સંકેલાઈ ગઇ છે, પક્ષિયોએ પોતાનાં ગાયન બંધ કર્યાં છે, પંખાની પેઠે ચાલતા પવનના ઝપાટા પણ થાકીને શાન્ત થયા છે. આ વખતે જેવી રીતે ત્હેં પૃથ્વીની આસપાસ ચોમેર નિદ્રાનું આવરણ વીંટાળી દીધું છે અને ઝાંખી સંધ્યાને જોઇને મ્લાન થઈ નમી જતાં કમળની પાંખડીઓને ત્હારા કોમળ કરકમળવડે નરમાશથી બીડી દીધી છે, તેવીજ રીતે અંધકારનો ગાઢ પડદો મ્હારા પર પણ ઢાંકી દે.

જે પ્રવાસીનું ભાતું, ત્હેનો પ્રવાસ પૂરો થયા અગાઉજ પૂરૂં થઈ ગયું હોય, જેનાં વસ્ત્રો રસ્તાની ધૂળથી રજોટાઇને ફાટી ગયાં હોય, અને પ્રવાસના સતત શ્રમવડે જે છેક થાકીને નિર્બળ થઈ ગયો હોય, તેવા પ્રવાસીનાં લજ્જા અને દારિદ્રને તું દૂર કર. રાત્રિના આવરણમાં જેવી રીતે એકાદ ફુલ તાજું થાય છે, તેમ ત્હારી દયામય રાત્રિની છાયામાં ત્હેના જીવનપુષ્પને પણ સાજું તાજું કર.

— ૨૫ —

આ નિરૂત્સાહ અને કંટાળા ભરેલી રાત્રમાં મ્હારો સર્વ ચિંતાભાર ત્હારે ચરણે મૂકીને, ત્હારા વિશ્વાસના ખોળામાં મ્હને કશી પણ અડચણ વિના શાન્તિથી નિદ્રા લેવા દે.

મ્હારાં મંદ અને નિરૂત્સાહી–ડગમગતાં–હૃદયને ત્હારી ઉપાસના માટે શિરજોરીથી સજ્જ કરવા દેતો નહિ. દિવસે કામ કરવાથી પરિશ્રાંત થયેલાં નેત્રો ઉપર રાત્રિનો કાળો પડદો ખેંચીને, ફરીથી તું તેને નવાં તેજવડે જાગૃત કરે છે, નવો ઉત્સાહ અને નવો આનંદ રેડે છે. આ બધા ચમત્કાર ખરેખર તુંજ કરે છે!

— ૨૬ —

તે આવીને મ્હારા સાનિધ્યમાં બેઠો; છતાં પણ હું જાગ્યો નહિ. કેવું મ્હારૂં દુર્ભાગ્ય કે હું એ વખતે કુંભકર્ણના જેવી પિશાચ નિદ્રામાં ઘેરાયેલોજ રહ્યો!

તે આવ્યો ત્યારે રાત્રિ પ્રશાન્ત હતી. ત્હેના હાથમાં પેલી ત્હેની જાદુભરેલી વીણા હતી અને મ્હારાં સમણાં, એ વીણાના મધુર રવથી ભરાઇ ઉભરાઇ જતાં હતાં!

અરેરે! મ્હારી સઘળી રાત્રિઓ આવી રીતે વ્યર્થ કેમ જાય છે? મ્હારી પાપિણી નિદ્રાને જેનાં મુખશ્વાસનો વારંવાર સુખસ્પર્શ થયા કરતો, ત્હેનાં સાક્ષાત્ દર્શનથી હું હતભાગી હવે શા માટે વંચિત રહું છું!

પ્રકાશ ! અરે, તે પ્રકાશ ક્યાં છે? ઇચ્છા શક્તિના પ્રજ્વલિત અગ્નિવડે તે પ્રકાશને જાગૃત કર! ઉજ્વલિત કર!

દીવો આ રહ્યો, પણ ત્હેની જ્યોતિનો ફડફડાટ બિલકુલ જણાતો નથી. મ્હારાં હૃદય! ત્હારે માટે એવુંજ દૈવ નિર્માયું છે! અરેરે! ત્હારે માટે આવાં જીવન કરતાં તો મૃત્યુ પણ હજારગણું સારૂં.

આપત્તિ ત્હારૂં બારણું ઠોકે છે અને પ્રિયનો સંદેશો કહી બતાવે છે. તે કહે છેઃ–"ત્હારો વલ્લભ જાગે છે અને આ રાત્રિના અંધકારમાં છૂપી રીતે પ્રેમસમાગમને માટે જે સ્થાનનો સંકલ્પ કર્યો છે, ત્યાં ત્હને બોલાવે છે."

મેઘની ઘનઘટાવડે આકાશ આચ્છાદિત થઇ રહ્યું છે, અને વર્ષાદ મૂશળધારે સતત પડ્યા કરે છે. મ્હારા હૃદયમાં આ વખતે જે ખળભળાટ થઇ રહ્યો છે, તનમનાટ મચી રહ્યો છે, તે શું છે એ કંઇ હું સ્હમજી શકતો નથી! એ વ્યાકુળતાભર્યા તનમનાટનો લેશ પણ અર્થ અથવા હેતુ હાલ મ્હારા લક્ષમાં ઉતરતો નથી!

ક્ષણવાર તલવારના સબાકા જેવો વીજળીનો ચમકાર થાય છે. પાછો ઘોર અંધકાર ફેલાય છે. એથી મ્હારી દૃષ્ટિ ઉપર અંધકારભરેલી ખિન્નતાનો ગાઢ પડદો ઘેરાઈ વળે છે! આ વખતે રાત્રિનું એ દિવ્ય ગાયન મ્હને આકર્ષવાને, બોલાવવાને–સાંકેતિક–ઠેકાણેથી પોતાનાં મધુર તાન વીંઝે છે અને મધુર ધ્વનિ ઉઠાવે છે. એ ઠેકાણે દોરી જનારા માર્ગમાં

મ્હારૂં હૃદય ગોથાં ખાતું અને ઠોકરાતું ઘોર અંધારાંમાં આગળ વધે છે.

પ્રકાશ! અરે, તે પ્રકાશ ક્યાં છે? વાસનાના પ્રજ્વલિત અગ્નિવડે તે પ્રકાશને જાગૃત કર. આકાશમાં વાદળની પ્રબળ ગર્જના થાય છે અને શૂન્ય પ્રદેશમાં તોફાની વાયુ જોરથી ઘુઘવતો જાણે ચીસો પાડતો હોય તેમ મ્હોટા વેગથી વહે છે. કાળમીંઢ પત્થર જેવી, કાળી કાજળ જેવી, રાત્રિ અંધારી છે. એ અંધારામાં કલાકના કલાક વ્યર્થ વીતી જાય છે, એ ઘણું ખેદકારક છે. તેને સફળ કરવાને હે, વલ્લભ! ત્હારાં દિવ્ય ચૈતન્યરૂપ તેલવડે આ હૃદયમાં પ્રેમનો દીપક પ્રકટ કર!

— ૨૮ —

માયાનો મોહપાશ, સંસારનું વજ્ર બંધન, ઘણું મજબૂત છે; પણ તેને તોડવાનો જેવો હું પ્રયત્ન કરૂં છું, તેવુંજ મ્હારૂં હૃદય દુભાય છે. તેને જાણે કાંટા ખૂંચતા હોય એવું દર્દ થાય છે! એમ કેમ હશે?

જે કંઈ હું માગું છું, તે મોક્ષ—આઝાદી—સ્વતંત્રતા છે, પરંતુ ત્હેની આશા રાખવામાં પણ મ્હને શરમ લાગે છે!

હું નિશ્ચયપૂર્વક જાણું છું કે, ત્હારા દરબારમાં અખૂટ સંપત્તિ ભરેલી છે; વળી હું ખાત્રીપૂર્વક જાણું છું કે, તું મ્હારો પરમમિત્ર છે. તેમ છતાં મ્હારી ઝુંપડીમાં આ જે

નિર્માલ્ય કચરો ભર્યો છે, તેને ઝાડી-ઝુડી બ્હાર ફેંકી દેવાનું મ્હારામાં સામર્થ્ય નથી.

મ્હને ઢાંકી રાખનારૂં આવરણુ માટીનું છે તેમજ નાશ પામનારૂં છે. ત્હેનો હું તિરસ્કાર કરૂં છું, છતાં પણુ હું તેને પ્રેમથી વળગી રહ્યો છું. કેવું આશ્ચર્ય ? !

મ્હારાં કરજની રકમો ઘણી મ્હોટી છે, મ્હારાં દીવાળાં પણુ મ્હોટાં મ્હોટાં છે. મ્હારા મ્હોટા મ્હોટા પ્રયત્નો નિષ્ફળ ગયા છે, મ્હારાં કૃત્યો અઘોર પાપરૂપ છે અને ભારે તેમજ છૂપી શરમમાં હું દટાઇ રહ્યો છું. છતાંપણુ હું જ્યારે મ્હારાં કલ્યાણુ માટે યાચના કરતો ત્હારી સ્હામે ઉભો રહું છું, ત્યારે મ્હારી પ્રાર્થના માન્ય થશે કે નહિ, એ ભયથી હું ધ્રૂજ્યા કરૂં છું !

— ૨૯ —

મ્હારાં નામની સાથે જેને હું સર્વદા પૂરી રાખું છું, તે આ કારાગૃહની કાલકોટડીમાં હું રડતો બેઠો છે. હું સર્વદા તેને ફરતી આ મજબૂત દીવાલ બાંધવાના કાર્યમાંજ મચી રહ્યો છું ! જેમ જેમ એ ભીંત ઉપર ચ્હડતી જાય છે અને આકાશને અડતી જાય છે, તેમ તેમ ત્હેની અંધકારમય ગાઢ છાયામાં દિવસે દિવસે હું મ્હારાં ખરાં સ્વરૂપને વિસરતો જાઉં છું.

એ મ્હોટી દીવાલ હું અભિમાન સહિત બાંધું છું



श्रीयुत रवीन्द्रनाथना ' वाल्मीकि प्रतिभा ' नाट्यप्रयोगमां
रविबाबु वाल्मीकीनो पाठ भजवे छे.

અને મ્હારાં એ નામ-ચિન્હોમાં જરા પણ છિદ્ર ન રહી જાય, તેને માટે રેતી અને માટીની ઘાટી ગાર બનાવીને મજબૂત રીતે ત્હેનું આચ્છાદન કરૂં છું. જેમ જેમ એ દીવાલની હું વધારે કાળજી રાખું છું અને ત્હેને માટે વધારે મહેનત લઉં છું, તેમ તેમ મ્હારાં ખરાં સ્વરૂપ અને મ્હારા વચ્ચેનો અંતર વધતોજ જાય છે ! અર્થાત્ મ્હારૂં ખરૂં સ્વરૂપ મ્હારી દૃષ્ટિએ દેખાતું પણ બંધ થાય છે !

— ૩૦ —

આ વનપ્રદેશને રસ્તે હું એકલોજ ચાલ્યો આવ્યો છું, પણ આ નિર્જન અંધકારમાં મ્હારી પાછળ પગલે પગલે ચાલ્યું આવે છે, તે કોણ છે ?

તેનાથી છુટો પડવાને-તેનાથી દૂર થવાને-હું વારંવાર બાજૂમાં ખસી જાઉં છું, છતાં પણ હું તેની નજર ચૂકાવી શકતો નથી, તેમ તેનાથી છુટી શકતો નથી !

ઘણા રોફ અને ઘટાટોપથી તે રસ્તાની ધૂળ ઉરાડતો ચાલે છે અને હું જે જે શબ્દ ઉચ્ચારૂં છું, તેનો જાણે તે પડઘો પાડતો હોય, તેમ ઉચ્ચ સ્વરે અનુવાદ કરે છે !

મ્હારા પ્રભુ ! એ મ્હારી પાછળ પાછળ આવનાર મ્હારૂં પોતાનુંજ સૂક્ષ્મ સ્વરૂપ છે. ( ક્ષુદ્ર દેહાભિમાન છે. ) પણ ત્હેની સંગતિમાં ત્હારા બારણા પાસે આવતાં મ્હને ઘણી શરમ લાગે છે !

— ૩૧ —

મ્હેં એક કેદીને પૂછ્યું:–“ઓ, બંદિવાન! ત્હને કોણે કેદ કર્યો છે, એ મ્હને કહે.”

“મ્હારા સ્વામીએ–મ્હારા શેઠે.” બંદિવાને ઉત્તર આપ્યો.

“મેં ધાર્યું કે, શક્તિ અને સંપત્તિના વિષયમાં બીજા સર્વને હું આ જગત્‌માં પાછા હઠાવીશ, અને જે પૈસા ખરી રીતે મ્હારા સ્વામીની માલેકીના હતા, તે ઉચાપત કરીને મ્હેં મ્હારો ધનભંડાર છલકાઈ જાય ત્યાં સૂધી ભર્યો. જ્યારે નિદ્રાનો મ્હારાપર અધિકાર જામ્યો, ત્યારે જે શૈયા મ્હારા સ્વામીને માટે તૈયાર કરવામાં આવી હતી, તેના પર હું સૂઈ ગયો! જાગ્રત થયા પછી જોઉં છું તો, હું મ્હારા પોતાનાજ ભંડારગૃહમાં કેદી તરીકે પૂરાયો છું!”

‘કેદી!’ મ્હેં ત્હેને ફરીથી પૂછ્યું:—“ત્હારા પગમાં જડેલી બેડીની આ વજ્ર જેવી મજબૂત સાંકળ કોણે બનાવી છે?”

‘મ્હેં પોતેજ.’ બંદિવાને ઉત્તર આપ્યો:–“ઘણી મહેનત અને કાળજીપૂર્વક એ સાંકળ ઘડી છે. મ્હેં ધાર્યું હતું કે મ્હારી અજીત અને અપ્રતિહત શક્તિ સર્વ જગતને જીતીને તાબેદાર બનાવશે, અને એક માત્ર હું એકલોજ નિર્વિઘ્ને સ્વતંત્રતા ભોગવીશ. એટલા માટે તો દિવસ અને રાત પ્રબળ પરિશ્રમ કરીને કષ્ટ ઉઠાવીને એ બેડીને મ્હોટી ભયંકર ભઠ્ઠીમાં તપાવીને અને ત્હેના પર ઘણના મ્હોટા

મ્હોટા ઘા મારીને મ્હેં તેને ઘડી–ઠોકીને તૈયાર કરી. જેવી એ બેડી ઘડાઈને તૈયાર થઈ, તેની સાંકળમાં જડેલી દરેક કડી વજ્ર જેવી કઠોર, મજબૂત અને કદિ પણ ન તૂટે એવી બની, એટલામાં તો મ્હેં જોયું કે, એ બેડીનાં વજ્ર બંધનમાં હું પોતેજ ફસાઈ–પૂરાઇ ગયો છું !"

— ૩૨ —

આ જગત્‌માં જેઓ મ્હારા ઉપર પ્રેમ રાખે છે, તે બધા મ્હને અનેક પ્રકારનાં બંધનમાં બાંધી રાખવા પ્રયત્ન કરી રહ્યા છે; પણ ત્હારા પ્રેમની તો વાતજ તદ્દન જૂદી છે. એક તો ત્હારો પ્રેમ તેમના પ્રેમ કરતાં ઘણો પ્રબળ છે–શ્રેષ્ઠ છે, તેમ છતાં તું મ્હને બંધનમાં નાખતો નથી. –છુટોજ રાખે છે.

રખે હું તેમને ભૂલી જાઉં, એવા ભયથી તેઓ કદિ પણ મ્હને એકલો મૂકતાં નથી. આમ દિવસ પછી દિવસ ચાલ્યા જાય છે, પણ ત્હારૂં પ્રિય દર્શન થતું નથી.

ભજન–કીર્ત્તન કે પ્રાર્થનાવડે હું ત્હને બોલાવતો નથી તોપણ, તેમજ મ્હારાં હૃદયમાં ત્હારી મૂર્ત્તિ હું પૂરી રાખતો નથી તોપણ, ત્હારો મ્હારા તરફનો પ્રેમ ત્હારા પ્રત્યેના મ્હારા પ્રેમની વાટ જોઈ રહ્યો છે.

— ૩૩ —

હજુ તો દિવસ અસ્ત થયો એટલામાં તેઓ મ્હારા

ઘરમાં દાખલ થયા અને કહેવા લાગ્યા કે,–' અહીં અમે ઘણી થોડી જગ્યા રોકીશું '

' ત્હારા પ્રભુનાં પૂજાકાર્યમાં અમે ત્હને મદદ કરીશું.' તેઓએ કહ્યું,–' અને ત્હેની કૃપાનો જે કંઈ પ્રસાદ અમને મળશે તે અમે માથે ચડાવશું. ' આમ કહીને તેઓ એક ખૂણામાં ભરાઈને ગરીબડા સરખા ગુપચુપ બેસી રહ્યા.

પણ રાત્રિના અંધકારનો પડદો પથરાયો કે તરતજ તેઓ શિરજોરીથી મ્હારા પવિત્ર દેવમન્દિરમાં પેઠા, તોફાન કરવા લાગ્યા અને મ્હારા પ્રભુનાં ચરણમાં અર્પણ કરેલા પદાર્થો મલીન લોભવાસનાવડે ઉઠાવી લેવા લાગ્યા. તેઓએ લૂટાલૂટ અને ઝુંટાઝુંટ મચાવી મૂકી !

— ૩૪ —

" તુંજ મ્હારૂં સર્વસ્વ છે." એવું જે ભાવનાવડે હું કહી તેમજ અનુભવી શકું, માત્ર એટલીજ ભાવના–એટલોજ અંશ, એટલુંજ અસ્તિત્વ, મ્હારામાં બાકી રહો.

મ્હારી ઈચ્છાના જે અંશવડે, હું ત્હને સર્વ દિશામાં, સર્વ સ્થળે જોઈ શકું;–જળમાં, સ્થળમાં, કાષ્ટમાં, પાષાણમાં, જડમાં, ચેતનમાં સર્વત્ર તુંજ છે, એવું અનુભવી શકું અને પ્રત્યેક કાર્ય તેમજ પ્રયાસવડે હું ત્હારી નજીક આવીને પ્રતિક્ષણ મ્હારો વિશુદ્ધ પ્રેમ ત્હારા ચરણમાં સમર્પણ કરી શકું, એટલીજ ઈચ્છાનો અંશ મ્હારામાં બાકી રહો.

જેટલી બુદ્ધિ અથવા શક્તિવડે હું ત્હને કદિ પણ છૂપાવી ન શકું, તેટલીજ માત્ર મ્હારામાં અવશિષ્ટ રહો.

મ્હને બાંધી રાખનારી બેડીઓમાંથી જે બંધનવડે હું ત્હારી ઇચ્છા સાથે બંધાયો છું, માત્ર એટલુંજ મ્હારૂં બંધન બાકી રહો. તેમજ જે પાશવડે મ્હારા આયુષ્યમાં મ્હારે હાથે ત્હારી ઈચ્છાનુસાર ત્હારૂં કાર્ય થઈ શકે, એટલોજ પાશ બાકી રહો. એ પાશ તે ત્હારા પ્રેમનો પાશ છે અને એ પ્રેમબંધન સર્વદા અવશેષ રહો.

—૩૫—

હે, પ્રભો ! જે સ્થાને ભયનું નામ માત્ર પણ અડતું નથી અને ઉંચું મસ્તક કરીને ચાલવામાં કદિ સંકોચ થતો નથી.—

જે ઠેકાણે જ્ઞાનની સદા લ્હાણી થાય છે, વિજ્ઞાનનું જ્યાં વિના મૂલ્યે વિતરણ થાય છે અર્થાત્ જ્યાં જ્ઞાનપ્રાપ્તિનો માર્ગ સર્વને માટે ખુલ્લો છે.—

જે ઠેકાણે સાંકડી મતભેદવાળી ઘરસંસારી દિવાલોથી ભૂમિમાતાના ક્ષુદ્ર ટુકડે ટુકડા થયેલા નથી.—

જે ઠેકાણે શુદ્ધ સત્યના ઉંડાણમાંથીજ રસ શબ્દોનાં ઝરણાં ઝરે છે.—

જે ઠેકાણે પર્ણુતા પ્રાપ્ત કરી લેવા માટે ઉત્સાહભર્યો ઉદ્યોગ, નિરંતર પોતાના અવિશ્રાંત હાથ પ્રસારીને પ્રગતિ કરી રહ્યો છે.—

જ્યાં વિચારશક્તિનો નિર્મળ સ્રોત-પ્રવાહ-મૃતપ્રાય-જડ રૂઢિઓના ભયાનક રેતાળ પ્રદેશમાં અને એ રણની વિશાળ વાલુરાશિમાં કદિ લોપ પામતો નથી.—

જ્યાં ત્હારી પવિત્ર પ્રેરણાવડે માનસિક ગતિ હંમેશાં વિરૂદ્ધ આચાર અને વિચારના કર્મમાર્ગમાં કુંઠિત થયા વગર નિરંતર વિકાસ પામતી આગળ ધસતીજ રહે છે.—

એવી સ્વતંત્રતાની સ્વર્ગભૂમિમાં, હે પરમ પિતા! મ્હારો આ પુરાણપ્રસિદ્ધ દેશ જાગૃત થાઓ.—

— ૩૬ —

હે હૃદયવલ્લભ! મ્હારાં દુર્બળ હૃદયમાં દરિદ્રતા અને દુર્બળતા જે ઠેકાણે મૂળ ઘાલીને બેઠેલી છે, ત્યાં ત્હેના ઉપર તું પ્રબળ આઘાત કર.

કર્મયોગે આવી મળતાં સુખ અને દુઃખને-હર્ષ અને શોકને-અનાયાસે સહન કરવાનું મ્હારા હૃદયને બળ આપ.

જેના યોગે મ્હારા પ્રેમને સેવારૂપ ફળ પ્રાપ્ત થાય, એવું મ્હને સામર્થ્ય આપ.

ગરિબીની ઘૃણા અથવા અવગણના કરવાની, તેમજ ઉચ્છૃંખલ અને બળવાન્ કહેવાતા મ્હોટા લોકોને ઘુંટણીએ પડીને-ત્હેમને ચરણે મસ્તક નમાવીને-ત્હેમની ખુશામત કરવાની કદિ પણ મ્હને કુબુદ્ધિ પ્રાપ્ત ન થાય એવી મ્હને શક્તિ આપ.

હંમેશની સંસારી નિર્જીવ બાબતોની ચિન્તામાંથી મુક્ત થઇને, મ્હારૂં મન હંમેશાં ઉન્નત રહે, એવું મ્હને બળ આપ.

અને હૃદયના પૂર્ણ પ્રેમપૂર્વક ત્હારી ઈચ્છાને હું મ્હારૂં સર્વસ્વ સમર્પણ કરૂં, એવી મ્હને સાત્વિક શક્તિ આપ.

— ૩૭ —

મ્હેં જાણ્યું કે મ્હારો પ્રવાસ હવે પૂરો થયો છે. મ્હારાં શક્તિ–સામર્થ્યનો હવે અંત આવ્યો છે, મ્હારી આગળનો માર્ગ બંધ–અવરૂદ્ધ થયો છે, સાથે લીધેલું ભાતું ખૂટી ગયું છે, અને નિસ્તબ્ધ–એકાન્તવાળા અંધકારમાં વિશ્રામ લેવાનો સમય હવે સમીપ આવી પહોંચ્યો છે.

મ્હારી આવી માન્યતા હતી, પણ હવે મ્હને સમજાય છે કે, મ્હારાં કાર્યક્રમની આ પ્રમાણે પૂર્ણાહુતિ કરવાની ત્હારી ઈચ્છા જણાતી નથી; અને જ્યારે જૂના શબ્દો જીભના ટેરવા ઉપર અવસાન પામે છે, ત્યારે હૃદયના ઉંડાણમાંથી એકાએક દિવ્ય અને મધુર સ્વરૂપ ફૂટી નીકળે છે. તેમજ જ્યારે જૂની સાંકડી કેડીઓ અને જૂના રસ્તાઓ નાશ પામે છે, ત્યારે નવા નવા પ્રદેશો ત્હેમનાં નવીન ચમત્કાર સહિત એકાએક દૃષ્ટિ સ્હામે ખડા થાય છે.

— ૩૮ —

‘હું ત્હને ચાહું છું, એક માત્ર ત્હનેજ ઈચ્છું છું,’ એજ શબ્દોનો મ્હારા હૃદયમાંથી અનંત પ્રવાહ ચાલતો રહો.

જે જે વાસનાઓ—ક્ષુદ્ર ઇચ્છાઓ—દિવસ અને રાત મ્હારાં મનને વ્યાકુળ કરી રહે છે તે સર્વ છેક મિથ્યા, પોકળ અને નિર્માલ્ય છે.

પ્રકાશનો પ્રસાદ પ્રાપ્ત કરવાના વિનંતીપત્રને રાત્રિ જેમ પોતાના અંધકારની ઉદાસિનતામાં છુપાવી રાખે છે, તેમજ મ્હારી ગાઢ અજ્ઞાનદશાનાં ઉંડાણમાં ઢંકાઇ રહેલો રોદનધ્વનિ, નિરંતર એજ પોકાર ઉઠાવી રહ્યો છે કે, " હું ત્હને ઇચ્છું છું, એક માત્ર ત્હનેજ માગું છું."

તોફાની વાદળસમૂહ શાન્તિ સ્હામે તુમુલયુદ્ધ મચાવે છે, છતાં પણ એ વખતે ત્હેનો હેતુ શાન્તિને શોધવાનો—વિશ્રાંતિ પામવાનોજ હોય છે; એવી રીતેજ ક્ષુબ્ધ થયેલી મ્હારી બંડખોર વૃત્તિયો જ્યારે ત્હારા પ્રેમની સ્હામે થાય છે—બંડ ઉઠાવે છે, દ્રોહ અને વિરોધ કરે છે, છતાં પણ એ વખતે ત્હેનું હંમેશનું રૂદન તો એજ ચાલી રહ્યું છે કે,—" હું ત્હને ચાહું છું "—" એક માત્ર ત્હનેજ માગું છું."

— ૩૯ —

જ્યારે મ્હારૂં હૃદય કઠોર અને શુષ્ક થઈ જાય છે, ત્યારે હે, દયાઘન! મ્હારી વ્હારે આવીને ત્હારા અમોઘ કૃપાજળની મ્હારાપર અજસ્ર વૃષ્ટિ કર.

જ્યારે મ્હારા જીવનનો સ્વાદ અને ત્હેની શોભા નષ્ટ થાય છે, ત્યારે એકાએક ત્હારાં ગાયનનું તાન જગાવ; અર્થાત્ આ સંસારને અસાર જાણીને મન જ્યારે સર્વથા

ખિન્ન થઈ જાય, ત્યારે ત્હારાં પ્રેમાળ અને મધુર ભજનના રંગથી મ્હારાં મનને સમતામાં રંગી દે.

જ્યારે સંસારનો તોફાની કારભાર અસાધારણ ઘોંઘાટ મચાવીને, મ્હારી આસપાસ ઘેરાઇ વળે છે, મ્હને ચોપાસ કેદ કરી મૂકે છે, ત્યારે શાન્તિમાં સૂતેલા ઓ, સ્વામિન્! ત્હારી શાન્તિ તેમજ વિશ્રાન્તિ લઇને મ્હારી પાસે આવ.

જ્યારે મ્હારૂં કૃપણ-ભિખારી હૃદય સંકોચ પામીને, ગુંચવાઇને એક ખૂણામાં ભરાઈ રહે છે, ત્યારે હે મ્હારા મનોમન્દિરના મહારાજ! મ્હારાં બારણાં તોડીને રાજદરબારી ઠાઠથી મ્હારા હૃદયમાં તું પ્રવેશ કર.

હે, પરમપવિત્ર મૂર્ત્તિ! જ્યારે ક્ષુદ્ર વાસનાઓ મ્હારા મનને મુગ્ધ કરીને મ્હારી આંખોમાં ધૂળ નાંખે છે, ત્યારે નિરંતર જાગૃત રહેનારા દેવ! ત્હારી જ્યોતિ અને ત્હારી પ્રબલ ગર્જના સાથે મ્હારી સમીપ આવ.

—૪૦—

મ્હારા પ્રભુ! આ મ્હારા હવાઇ-વાતુલ-હૃદયમાં આજે અનેક દિવસો થયાં અનાવૃષ્ટિ ચાલી રહી છે-ત્હારાં કૃપા-જળની વૃષ્ટિ બંધ થઈ છે. એ શુષ્ક હૃદયાકાશ, ક્ષિતિજ-શૂન્ય અને ભયંકર બની રહ્યું છે. તદ્દન પાતળાં-આછાં વાદળનું આવરણ પણ ત્યાં દૃષ્ટિએ પડતું નથી! અરે! દૂરનાં શીતળ ઝાપટાંની ઝાંખી છાયાનું લેશમાત્ર ચિન્હ પણ ત્યાં જણાતું નથી!

ત્હારી ઈચ્છા હોય તો કાળની કાળાશથી છવાયેલા, ભયંકર વિનાશથી ઘેરાયેલા, ત્હારા રૂદ્રરૂપ ધારણ કરનારા, એકાદ પ્રચંડ તોફાનને એક છેડાથી બીજા છેડા સૂધી સમગ્ર આકાશને ચમકાવી મૂકનારા વિદ્યુત્ચમકાર તેમજ ઘનગર્જન સહિત મ્હારાપર એકદમ છોડી મૂક.

પણ હે પ્રભો ! સર્વત્ર વ્યાપી રહેલા આ નિસ્તબ્ધ, તીવ્ર, નિષ્ઠુર તેમજ મ્હારા દીન હૃદયને ભયાનક ઉંડી નિરાશાથી વીંધી નાખનારા ગ્રીષ્મના પ્રચંડ ઉકળાટને હવે સમેટી લે–પાછો ખેંચી લે.

જે દહાડે પિતાનો ક્રોધાવેશ વધી પડે છે, તે દિવસે માતાની અશ્રુભીની મુખમુદ્રા જેવી કરૂણામય દેખાય છે, તેવીજ ત્હારી કરૂણાની ઘનછાયાને ત્હારા ઉન્નત પ્રદેશમાંથી મ્હારાપર નીચે ઉતાર. અનન્ત કૃપાવારિનો મેઘ વર્ષાવ.

— ૪૧ —

મ્હારા પ્રાણવલ્લભ ! આ સર્વ લોકોના સમૂહની પાછળ ત્હેમની છાયામાં છૂપાઇને, તું કયે ઠેકાણે ઉભો છે ? ધૂળવાળા રસ્તા ઉપર ત્હને ધક્કા મારતા–દૂર ખસેડતા–તેઓ ત્હારી પાસે થઇને ચાલ્યા જાય છે. જાણે તું હોયજ નહિ, એવી રીતે તેઓ ત્હારી હદબહાર ઉપેક્ષા કરે છે !

કંટાળા ભરેલા કલાકોના કલાક સુધી હું ત્હારી અહિં વાટ જોતો થાકી ગયો. ત્હારી પૂજા માટે પૂજાનાં જે સાહિત્યો હું સાથે લાવ્યો છું, તે આહં પાથરીને બેઠો છું.

એટલામાં રસ્તે ચાલનારા લોકો, તેમાંથી મ્હારાં પુલ એક પછી એક ઉપાડીને ચાલતા થાય છે; એથી મ્હારા પુલની ટોપલી લગભગ ખલાસ થઈ ગઈ છે.

સ્હવારનો પહોર વીતી ગયો, તેવીજ રીતે મધ્યાન્હનો સમય પણ નીકળી ગયો. હવે સંધ્યાની છાયામાં મ્હારી અલસપ્રિય આંખો નિદ્રાથી મીંચાવા લાગી છે. પોતપોતાના ઘર તરફ જનારા માણસો મ્હારા તરફ નજર કરીને હસે છે, હું એથી શરમને લીધે લાજી મરૂં છું. એકાદ વેરાગણ અથવા ભિખારણની પેઠે હું મ્હારા ચ્હેરાપર ઘુમટા જેવો વસ્ત્રનો છેડો ઢાંકીને બેસી રહ્યો છું, અને લોકો જ્યારે 'ત્હારે શું જોઇએ છે' એમ પૂછે છે, ત્યારે હું મ્હારી આંખો નીચી ઢાળીને ત્હેમને કશો પણ ઉત્તર આપ્યા વિના મુંગોજ બેસી રહું છું.

"ખરેખર હું આવીશ." એવું ત્હેં મ્હને ખાત્રી ભરેલું વચન આપ્યું છે. એથીજ હું ત્હારી વાટ જોતો અહિં બેસી રહ્યો છું, એવું હું એમને તે શી રીતે કહી શકું ? આ મ્હારી દરિદ્રતાને–ગરીબાઇને–હું મ્હારા વ્હાલા તરફની ભેટ તરીકે સાચવી રહ્યો છું, એવું કહેતાં મ્હને ઘણી શરમ ઉપજે છે. આ અભિમાનને હું મ્હારા હૃદયના મર્મભાગમાં પૂરી રાખું છું.

હું ઘાસ ઉપર બેસીને આકાશ તરફ અનિમિષ નેત્રે–એકી નજરે જોઈ રહ્યો છું, અને ત્હારા પ્રભાવશાળી આગ-

મનની અચાનક નજરે પડનારી વૈભવવાળી શોભાનાં અદ્-ભૂત સ્વપ્નો જોતો, મ્હારા મનોરાજ્યમાં હું મસ્ત અને સ્તબ્ધ બની રહ્યો છું. ચોમેર જળહળતા દીવાઓ પ્રકાશી રહેલા છે. ત્હારા રથ ઉપર સુવર્ણમય પતાકાઓ ફરકી રહી છે અને એ સર્વ હું ભીની કલ્પનાની આંખે જોઈ રહ્યો છું.

જ્યારે તું પોતાનું સિંહાસન છોડીને, નીચે ઉતરી, મ્હારી સમીપ આવી, હાથ ઝાલીને મ્હને ધૂળમાંથી ઉભો કરે છે, તેમજ ચીથરે હાલ ફાટેલાં કપડાં વાળી એકાદ ભિખારણ જેવા અને ગ્રીષ્મઋતુના ઉષ્ણ વાયુથી સૂકાઈ ગયેલી એકાદ વૃક્ષલતા જેવા શુષ્ક, પાંદડાંની પેઠે ધ્રૂજતી-લજ્જા અને અભિમાનથી થરથર કાંપતી-હાલતમાંથી મ્હને ઉઠાવીને ત્હારી પોતાની પાસે બેસાડે છે; ત્યારે એ ચમત્કારિક પ્રકાર જોઇને રસ્તાની બાજૂમાં ઉભા રહેનારા લોકો, એકાએક આશ્ચર્યચકિત થાય છે ! આવાં આવાં હું અનેક વિચિત્ર સ્વપ્નાં જોઉં છું !

આ પ્રમાણે વખત વહી જાય છે, છતાં પણ હજી સૂધી ત્હારા રથનાં ચક્રોનો અવાજ મ્હારે કાને પડતો નથી. વિજયનાદ કરતી-મ્હોટેથી જયઘોષ પોકારતી,-ઘણા ઠાઠ અને સમારંભથી ધાંધલ મચાવતી, મહાન્ મેળા જેવી ઘણી સવારીઓ મ્હારી પાસે થઇને ચાલી જાય છે. એ સર્વની પાછળ છાયામાં છૂપાઇને મુંગે મ્હોડે શું તું એકલોજ ઉભો રહેશે ? અને ત્હારે માટે વ્યર્થ તરફડતું-વ્યાકૂળ થતું મ્હારૂં

હૃદય શું એકલુંજ આંસુ ઢાળતું ત્હારી માર્ગપ્રતીક્ષા કરતું અને વૃથા વખત વીતાવતું ઉભું રહેશે ?

— ૪૨ —

બહુ વ્હેલાં–પ્રાતઃકાળમાં–મ્હારે કાને મંદમંદ અવાજ સંભળાયો કે, આપણે બન્ને નૌકામાં બેસીને આપણો પ્રવાસ શરૂ કરીશું, અને દેશ તેમજ કાળની મર્યાદાથી રહિત એવા કોઇ અનંત પ્રદેશમાં કોઈ અમુક હેતુને માટે આપણે જે યાત્રા કરવાના છીએ, ત્હેની સમગ્ર જગતના કોઈ પણ પ્રાણીને જાણ થવાની નથી.

આપણો પ્રવાસ કિનારા વગરના મહા સમુદ્રમાં થવાનો છે, ત્યાં મુંગે મ્હોડે હસ્તી મુખમુદ્રાથી તું મ્હારૂં મધુર ગાયન શાન્તપણે સાંભળ્યાજ કરશે. સમુદ્રના મોજાંઓની પેઠે સ્વચ્છંદ રીતે શબ્દનાં સકળ બંધનોથી રહિત મ્હારા ગાયનનો ધ્વનિ ત્યાં પોતાની તાન ભરી મધુર લહરિયો ઉઠાવશે.

એ પ્રવાસનો સમય હજુ શું આવી પહોંચ્યો નથી ? જુઓ ! સમુદ્રના કિનારા ઉપર સંધ્યાની છાયા ઉતરી છે અને ત્હેનો ઝાંખો અંધકાર પ્રસરતો ચાલ્યો છે. એથી સમુદ્ર પર પાંખો ફડફડાવીને ઉડતાં પક્ષિયો પોતપોતાના માળા તરફ દોડવા લાગ્યાં છે.

અસ્ત થતા સૂર્યનો ઝાંખો ભૂરો પ્રકાશ ધીમે ધીમે રાત્રિના અંધકારમાં જેવી રીતે મળી જાય છે, તેવીજ રીતે આ

મ્હારી નૌકા અને ત્હેની પાશરૂપ સાંકળો, કોણુ જાણે ક્યારે ગળી જઇને રાત્રિના અંધકારમાં મળી જશે !

— ૪૩ —

એવો એક દિવસ હતો કે, જ્યારે ત્હારૂં સ્વાગત કરવાની મ્હેં લેશ પણુ તૈયારી કરી ન્હોતી. હે રાજન્ ! એ વખતે સામાન્ય જનસમૂહમાંના એકાદ વ્યક્તિની પેઠે આગળની કશી પણ સૂચના આપ્યા વિના, ત્હેં મ્હારા હૃદયમાં અજાણુતાં પ્રવેશ કર્યો ! અને મ્હારા જીવનની અનેક ઉડી જતી ક્ષણો, જે મ્હને વ્યર્થ વહી જતી જણાતી હતી, ત્હેમનાપર તેં ત્હારી માન્યતા અને અમરતાની છાપ મારી.

અને આજે એકાએક મ્હારી નજર ત્હેમના ઉપર પડે છે ત્યારે, ત્હેમનાપર પણુ ત્હારી મુદ્રા છપાયેલી જોઇને, હું જાણી શકું છું કે, મ્હારા જીવનના જે નિર્માલ્ય અને નિર્જીવ દિવસો સંસારના શુષ્ક કામોમાં વીતી ગયા છે તેમજ વિસ્મૃત થયા છે, ત્હેનાં સુખ તેમજ દુઃખની સ્મૃતિ સાથે એ વ્યતીત ક્ષણો ધૂળમાં ભળીને અહિં-તહિં વિખરાઈ પડી છે; છતાં ત્યાં પણુ મ્હને ત્હારી છાપ નજરે પડે છે !

બાળપણુામાં જ્યારે હું ધૂળમાં રમતો હતો, ત્યારે પણુ મ્હારો તિરસ્કાર કરીને મ્હને તું છોડી ગયો નથી. મ્હારી રમત ગમતની ક્રીડાભૂમિમાં મ્હેં જે પગલાં સાંભળ્યાં હતાં, એજ પગલાં એક નક્ષત્રથી બીજા નક્ષત્ર સુધી સમગ્ર બ્રહ્માંડમાં અનંત પડઘા પાડી રહ્યાં છે.

— ૪૪ —

એજ મ્હારો આનંદ છે, જ્યાં પ્રકાશની પાછળ અંધકારની છાયા ફેલાય છે અને જ્યાં ઉનાળાની ઋતુ વીતી જતાં વર્ષાદ પડવા લાગે છે, ત્યાં રસ્તાની એક બાજૂએ બેસીને ત્હારી આવવાની વાટ જોવામાં–ત્હારે માટે આતુરતાથી ખોટી થવામાં–મ્હને ઘણો આનંદ મળે છે.

અજ્ઞાત ગગન માર્ગમાંથી સંદેશા લાવનારા દૂતો મ્હારૂં અભિનંદન કરે છે–મ્હને પ્રેમથી મળે છે અને પોતાને રસ્તે ઉતાવળા ઉતાવળા ચાલ્યા જાય છે. મ્હારો અંતરાત્મા આનંદ અનુભવે છે અને મંદગતિએ વહેતા શીતળ મધુર વાયુની લહરિયો માર્ગમાં સૌગંધ પાથરે છે.

ઉષાના ઝાંખા પ્રકાશથી શરૂ થતી સંધ્યાની ભૂરી છાયા પથરાય છે, ત્યાં સૂધી હું મ્હારા બારણા પાસે અહિંજ બેસી રહું છું અને હું જાણું છું કે, ત્હારાં દર્શનની એ સુખરૂપ ક્ષણ એકાએક અણધારી–અચાનક આવી મળશે.

એ અમૂલી ઘડી આવે ત્યાં સૂધી હું એકલો એકલો હસ્તો અને ગાતો બેસી રહ્યો છું, એ સમયમાં ત્હારાં અભિવચન અને ત્હારાં બિરદની સુગંધી વડે વાતાવરણ ધમધમી ઉઠે છે.

— ૪૫ —

સાંભળી ન શકાય એવાં ધીમાં પગલાંથી તે આવે

છે. તેનાં મંદ પગલાંનો અવાજ શું ત્હમે સાંભળ્યો નથી? તે આવે છે, આવે છે, અવશ્ય આવે છે.

પ્રત્યેક યુગે અને પ્રત્યેક દિવસે, પ્રત્યેક ઘડીએ અને પ્રત્યેક ક્ષણે, દિવસે અને રાત્રે તે આવે છે, આવે છે અને અવશ્ય આવે છે.

મ્હારા મનની વિવિધ વૃત્તિ અને સ્થિતિમાં મ્હેં વિવિધ ગીત ગાયાં છે, પણ ત્હેમના સઘળા સુરમાં અને તાનમાં હું સર્વદા એજ પોકારી રહ્યો છું કે, તે આવે છે, આવે છે અને અવશ્ય આવે છે.

વસંત ઋતુના આગમનથી ગ્રીષ્મના આદિકાળમાં જે વખતે નવપુષ્પિત લતાઓની સુગંધી, વન–ઉપવનમાં સર્વત્ર પ્રસરી રહે છે, ત્યારે વનના પગરસ્તામાં થઇને, તે આવે છે, આવે છે, અવશ્ય આવે છે.

વર્ષાઋતુની આષાઢ મહિનાની મેઘાચ્છાદિત ગાઢ અંધકારવાળી રાત્રિમાં મેઘમાલાનાં ગર્જન–તર્જન કરતા વિશાળ રથ ઉપર આરૂઢ થઇને તે આવે છે, આવે છે, અવશ્ય આવે છે.

દુઃખ પાછળ દુઃખ અને શોક પાછળ શોક, જ્યારે દેખાવ દે છે, ત્યારે પણ મ્હારા હૃદયપટલ ઉપર ત્હેના પગલાંની સચોટ છાપ પડે છે, અને એજ પવિત્ર પગલાંની સુવર્ણમય ચરણરજના સ્પર્શવડે મ્હારા અંતરાત્માનો આનંદ, વિકાસ તેમજ પ્રકાશને પામે છે.




कवि रवीन्द्रनाथ विविध पोषाकमां.

— ૪૬ —

મ્હને દર્શન દઇને–ભેટીને–તૃપ્ત કરવાને માટે કેટલો બધો દીર્ઘ સમય થયાં તું નિરંતર મ્હારી નજીક અને નજીક એક સરખો ચાલ્યો આવે છે, તે હું જાણતો નથી. આ ત્હારો સૂર્ય અને આ ત્હારાં ચાંદરડાં કદિ પણ ત્હને મ્હારી દૃષ્ટિ સ્હામે છૂપાવી શકશે નહિ; અર્થાત્ દિવસ અને રાત્રિ નિરંતર હું ત્હનેજ જોયા કરૂં છું.

કોઈ વખત સ્હવારે, ત્યારે કોઇ વખત સંધ્યાકાળે, એમ અનેક વખત ત્હારાં પગલાંનો ધ્વનિ મ્હારે કાને સંભળાયા કરે છે. એવીજ રીતે સંદેશો લાવનારો ત્હારો દૂત મ્હારા હૃદયમાં પ્રવેશ કરીને કોઈ ન જાણી શકે એવી છૂપી રીતે મ્હને બોલાવે છે.

આજે મ્હારા જીવનમાં આટલો બધો ખળભળાટ, આટલો બધો તનમનાટ, શા માટે થઇ રહ્યો છે? અને મ્હારા હૃદય પ્રદેશમાં આવી અજ્ઞાત લાગણી ભર્યો અમાપ આનંદ કોણ જાણે શા માટે ઉછળી રહ્યો છે!

મ્હારૂં અહિંનું કામ સમેટી લેવાનો સમય હવે આવી પહોંચ્યો હોય, એવો મ્હને ભાસ થાય છે અને આસપાસના વાતાવરણમાં ત્હારા મધુરતા ભર્યા આગમનનો મંદ સૌગંધ હું અનુભવું છું.

— ૪૭ —

આતુરતાથી ત્હેની વાટ જોતાં જોતાં પ્રાયઃ સઘળી રાત

વ્યર્થ વીતી ગઈ. પણ કોણ જાણે કદાચિત પ્રાતઃકાળે ઓચિંતી એકાએક મ્હારા બારણા પાસે તે આવે અને હું એ વખતે વાટ જોઈ જોઇને થાકી ગયેલી સ્થિતિમાં એ વખતે ઉંઘી ન જાઉં, એવા વિચારથી હું ભય પામું છું. પ્રિય સખે! વ્હાલા મિત્રો! ત્હેમના આવવાનો માર્ગ ખુલ્લોજ રાખજો હો! ત્હેને કદિ પણ મનાઇ કરતા નહિ.

જો ત્હેના પગલાંના અવાજથી હું જાગી ન જાઉં તો, મ્હને જગાડવાનો ત્હમે પ્રયાસ કરતા નહિ, એટલી મ્હારી પ્રાર્થના છે. પ્રભાતે પૂર્વમાં ફૂટનારાં પ્રથમ કિરણોની છટામાં ઉષાના ઉત્સવ વખતે જોસબંધ વ્હેતા તોફાની વાયુવડે અને સાથે મળીને કિલાકલાટ કરતાં પક્ષિયોના ઘોંઘાટ ભરેલાં ગાયનોવડે મ્હારી ઉંઘમાંથી હું એકાએક જાગી ઉઠું એવું હું ઇચ્છતો નથી. મ્હારો વલ્લભ, મ્હારો સ્વામી અચાનક મ્હારાં બારણાં પાસે આવી પહોંચે, તોપણ મ્હને એકાએક જગાડતા નહિ. મ્હને શાન્તિથી મીઠી ઉંઘ લેવા દો.

અહાહા! મ્હારી નિદ્રા–મ્હારી અમૂલ્ય મીઠી નિદ્રા! એક માત્ર ત્હેના સુખસ્પર્ષની વાટજ જોઇ રહી છે. ત્હેનો મધુર સ્પર્ષ પ્રાપ્ત થતાંજ તત્કાળ તે ઉડી જશે. અહાહા! મ્હારી મીંચાયેલી આંખો ત્હેની હાસ્યભરી મુખમુદ્રાના પ્રકાશવડે પરિતૃપ્ત થઈને પોતાનાં પાંપણરૂપી બારણાં તરતજ ખોલી દેશે, અને એ વખતે જેવી રીતે ગાઢ નિદ્રાના અંધકારમાંથી એકાદ સુંદર સ્વપ્ન અચાનક ડોકીયાં કરતું બ્હાર

આવે છે, તેવીજ રીતે ત્હેને પોતાની સન્મુખ આવી ઉભેલો જોઇને અપરિમિત આનંદ ભોગવશે.

સર્વ પ્રકાશનો જે આદિપ્રકાશ છે, અને સર્વરૂપમાં જે આદિસ્વરૂપ છે, એ મ્હારો વલ્લભ મ્હારી નજરે પડો. મ્હારા જાગૃત થયેલા આત્માની આનંદભરી પહેલ વ્હેલી સ્ફૂર્ત્તિ ત્હેનાં મધુર નેત્રકટાક્ષમાંથી પ્રાપ્ત થાઓ. અને મ્હારાં પોતાનાં સ્વરૂપની મ્હારી પ્રાપ્તિ–મ્હારા પોતાના અસ્તિત્વમાં પ્રતિ નિવૃત્ત થનારો મ્હારો લય–તત્કાળ ત્હેનાજ સ્વરૂપમાં મ્હને લીન કરી દો !

— ૪૮ —

પ્રાતઃકાળના શાન્તિ સમુદ્રમાં પક્ષિયોના ગાયનનો કિલકિલાટ, ઉછળતાં મોજાંઓની પેઠે ક્ષોભ ઉત્પન્ન કરવા લાગ્યો–ખળભળાટ મચાવવા લાગ્યો. રસ્તાની બાજૂએ ઉગેલાં ફુલો હર્ષપ્રફુલ્લ જણાવા લાગ્યાં ! અને આકાશમાં વિખરાઈ જતા ઝાંખા વાદળસમૂહમાંની સતેજ સુવર્ણલક્ષ્મી ચોમેર પથરાઈ રહી હતી ! એ વખતે અમે ઉત્સાહપૂર્વક અમારે રસ્તે પડયા અને સૃષ્ટિસૌંદર્ય તરફ અમે લક્ષજ આપ્યું નાહ !

આનંદભર્યા ગીત અમે ગાયાં નહિ અને રસ્તામાં રમત કરવા અમે થોભ્યા નાહ. રસ્તે આવતાં ગામડામાં માલની આપ લે કરવા અમે ગયા નહિ. અમે એક શબ્દનો ઉચ્ચાર સુદ્ધાં કર્યો નહિ, અથવા હસ્યા કે મુખ પણ મલકાવ્યું નહિ ! રસ્તે અમે ક્ષણ પણ રઝળ્યા કે

ખોટી થયા નહિ! જેમ જેમ સમય સપાટાબંધ વહેતો ગયો, તેમ તેમ અમે પણ ઝપાટાબંધ પગલાં ઉપાડીને આગળ વધવા લાગ્યા! સૂર્યદેવતાએ ગગનના મધ્યભાગપર આરોહણ કર્યું અને પારેવડાંઓ છાયામાં 'કુકુ' કરતાં ઘૂમવા લાગ્યાં! મધ્યાન્હના ઉષ્ણ વાયુમાં સંકોચાઈ-કરમાઈ ગયેલાં પાંદડાંઓ ગોળ ફરતાં નૃત્ય કરી રહ્યાં હતાં. ગોવાળનો છોકરો વડની છાયામાં ઝોકાં ખાતો ઉંઘવા લાગ્યો, અને મીઠાં સમણાં જોવા લાગ્યો! એ વખતે પાણીનાં ઝરણાં સમીપ મ્હારાં પરિશ્રાન્ત શરીરને-થાકી પાકી ગયેલા અવયવોને-વિશ્રાન્તિ આપવા ઘાસના બિછાનાપર હું લાંબો થઇને પડી રહ્યો.

મ્હારા સોબતી-સંગાથીઓ-મ્હારૂં ઉપહાસ કરતા હસવા લાગ્યા. ગર્વથી તેઓ ઉંચાં મસ્તક કરીને ઉતાવળે પગલે ચાલતા થયા. તેઓએ સહજ પાછું વાળીને-મુખ ફેરવીને જોયું પણ નહિ, વિશ્રાંતિ પણ લીધી નહિ. જોતજોતામાં તેઓ દૂરના ભૂરા પ્રદેશમાં ચાલ્યા ગયા અને થોડી વારમાંજ અદૃશ્ય થયા! તેઓ અનેક તૃણાવૃત વનપ્રદેશો, મેદાનો અને ટેકરીઓને ઓળંગી ગયા, અને કદિ પણ ન જોયેલા એવા દૂર દૂરના નવીન-વિચિત્ર દેશો તેમણે પસાર કર્યા. એ અખંડ અગમ્ય માર્ગોનું અતિક્રમણ કરનારા વીર પુરૂષો! ત્હમે અનેક ધન્યવાદને પાત્ર છો. ખરેખર ત્હમને ધન્ય છે! લોકનિંદા, ઉપહાસ અને ઉપાલંભની ત્રિપુટીએ

મ્હને ઉઠાડવાનો ઘણોયે યત્ન કર્યો–કાંટા ભરાવ્યા–પણ મ્હારા હૃદયમાંથી ત્હેમને પ્રત્યુત્તર ન મળ્યો–મ્હેં મ્હારૂં સ્થાન છોડયુંજ નહિ. અંતરની ઝાંખી પ્રસન્નતાની છાયામાં પડી રહીને, એ આનંદભરી દીનતાની માનહાનિના ઉંડાણમાં મ્હને પોતાને પણ હું વિસરી ગયો. સૂર્યની કિરણમાલા વડે રાગરંજિત, નવચિત્રિત, હરિતવર્ણી–લીલી કંચન સરખી-છાયાની શાન્તિભરી વિશ્રાંતિ, ધીમે ધીમે મ્હારા હૃદય-પટલપર પથરાઈ રહી !

શા હેતુથી મ્હેં પ્રવાસ આરંભ્યો હતો, તે પણ હું વિસરી ગયો અને એ વિચિત્ર ગુંચવણી ભરી છાયામાં તન્મય થઇને ગાયન લલકારવામાં મ્હારૂં હૃદય ડુબી ગયું–એકરસ બની રહ્યું ! છેવટે જ્યારે હું મ્હારી સુખનિદ્રામાંથી જાગ્યો અને આંખો ઉઘાડીને જોવા લાગ્યો, ત્યારે તરતજ ત્હને મ્હારી સમીપમાં ઉભો રહીને મ્હારી નિદ્રાને ત્હારી મધુર હાસ્યકૌમુદીવડે પરિતૃપ્ત કરતો મ્હેં જોયો !

મ્હને કેટલો બધો ભય હતો કે એ માર્ગ ઘણો લાંબો, કંટાળા ભરેલો અને વિકટ હશે, અને ત્હને પહોંચવાનો–ત્હારી પ્રાપ્તિ કરવાનો પ્રયાસ ઘણોજ ત્રાસજનક તેમજ ભગીરથ હશે ! (પણ એ મ્હારો ભય છેવટ મિથ્યાજ નિવડયો !)

— ૪૯ —

ત્હારા ઉન્નત્ત સિંહાસનપરથી ઉતરીને તું મ્હારી ઝુંપ-ડીના દ્વાર પાસે આવીને ઉભો રહ્યો.

હું મ્હારી ઝુંપડીના ખૂણામાં બેસીને એકલો એકલો ગાતો હતો; એટલામાં મ્હારા ગાયનનો સ્વર ત્હારે શ્રવણે પડયો. તરતજ તું નીચે આવ્યો અને મ્હારી ઝુંપડીના બારણામાં ઉભો રહ્યો.

ત્હારા ભવ્ય મન્દિરમાં ઘણા ઉસ્તાદો—મહાન્ ભકતો—બિરાજે છે, અને નિરંતર—આઠે પ્રહર—તેઓ ભજનની ધૂન મચાવી રહે છે; છતાં પણ ભક્તિમાર્ગના અપરિચિત આ નવા—શિખાઉ—ગાનારાનું સીધુંસાદું—નીરસ—ગાયન ત્હારા પ્રેમપ્રદેશમાં અથડાયું. મ્હારો તીણો—ક્ષીણ અને કરૂણ-સ્વર, ગગનને ગજાવી રહેલા જગત્‌ના વિશાળ ગાયન-ધ્વનિમાં ડૂબી ગયો—લય પામ્યો. પણ મ્હેં અર્પણ કરેલા એકજ અલ્પ પુષ્પ વડે તું પ્રસન્ન થઇને નીચે આવ્યો અને મ્હારી ઝુંપડીના દ્વાર પાસે ઉભો રહ્યો! (ધન્ય, ત્હારી નિઃસીમ કરૂણાને!)

—૫૦—

ગામના રસ્તામાં ઘેરેઘેર—આંગણે આંગણે—ભીખ માંગતો હું રખડતો હતો; એટલામાં એકાદ ભવ્ય અને સુંદર સ્વપ્નાની પેઠે ત્હારો સુવર્ણમય રથ દૂરથી મ્હારી દૃષ્ટિએ પડયો! તરતજ હું વિસ્મિત થઇને વિચારમાં પડયો કે, આ મહારાજા—રાજાઓના રાજા—તે કોણ હશે!

મ્હારી આશાઓ ઉંચી ચ્હડી—ઉન્નત્ત થઇ—અને મ્હેં ધાર્યું કે, મ્હારાં મંદ ભાગ્યનો—મ્હારા નબળા દિવસોનો

હવે અંત આવ્યો છે! વગર માગ્યે મળનારી ભિક્ષા લેવાને અને ચારેમેર ધૂળમાં પથરાઈ રહેલી લક્ષ્મી મેળવવાની હું એ વખતે વાટ જોતો ઉભો રહ્યો.

એટલામાં હું જ્યાં ઉભો હતો, ત્યાં ત્હારો રથ થોભ્યો. ત્હારી દૃષ્ટિ મ્હારા તરફ વળી અને તું હાસ્ય કરતો નીચે ઉતર્યો, મ્હને લાગ્યું કે, મ્હારા ઉદયના સીતારાઓ હવે ચમકવા લાગ્યા છે-મ્હારૂં પ્રારબ્ધ ખિલ્યું છે, પણ એટલામાંજ ત્હારો જમણો હાથ ત્હેં એકાએક મ્હારી સ્હામે ધર્યો અને ત્હેં પૂછ્યું કે, મ્હને તું શું આપે છે?

વાહ! મ્હારા જેવા એક દરિદ્ર-ભિખારીની સ્હામે હાથ ધરીને ત્હારા જેવો મહાન્ રાજાધિરાજ ભીખ માંગે, એ એક કેવી બાદશાહી મશ્કરી?! આ ત્હારા હાસ્યવિનોદથી મ્હને કેટલું બધું આશ્ચર્ય ઉપજ્યું? હું ગુંચવાઇ-ગભરાઇ-ગયો અને અનિશ્ચિત-શંકિત ચિત્તે આભા સરખો ઉભો રહ્યો. ત્યાર પછી મ્હારી ઝોળીમાંથી મ્હેં એક ન્હાનો સરખો અનાજનો કણ બ્હાર કૂહાડીને ત્હારા હાથમાં મૂક્યો.

પણ સંધ્યાકાળે જ્યારે મ્હેં મ્હારી ઝોળી જમીનપર ખાલી કરી ત્યારે, ત્હેમાંના ભીખ માંગી લાવેલા નિર્માલ્ય પદાર્થોમાં, મ્હેં ત્હને જેવડો અનાજનો કણ આપ્યો હતો, તેવડોજ સોનાનો કણ મ્હારી નજરે પડયો! એથી હું કેટલું બધું આશ્ચર્ય પામ્યો!

હું અપાર દુઃખથી આક્રન્દ કરતો રડવા લાગ્યો અને

મ્હારી ઝોળીમાંથી કાઢીને મ્હેં ત્હને સર્વસ્વ અર્પણ કર્યું હોત તો કેવું સારૂં થાત, એજ વિચારથી હું ઉંડા વિલાપ અને તીવ્ર પશ્ચાત્તાપમાં પડયો.

— ૫૧ —

રાત્રિનો અંધકાર ફેલાયો. અમ્હારો દિવસનો કાર્ય-ક્રમ પૂર્ણ થયો હતો. અમે ધાર્યું કે રાત્રિએ આવનારા અતિથિયો સર્વ આવી ચૂકયા હતા-હવે કોઈ બાકી રહ્યો ન્હોતો, અને ગામમ દરેક ઘરનાં બારણાં બંધ થઇ ગયાં હતાં. માત્ર કોઈ કોઇ કહેતું હતું કે, રાજા પધારવાના હતા, અમે હસીને કહ્યું કે, એવું કદિ બને નહિ !

રાત્રે કોઇએ બારણાં ઠોકયાં હોય, એવો અમને આભાસ થયો, પણ અમે કહ્યું કે પવનના ઝપાટા સિવાય એ બીજું કંઈ નથી. અમે દીવા બુઝાવી નાખ્યા અને પથારીમાં પડયા. માત્ર કેટલાકે કહ્યું કે, સંદેશો લઇને દૂત આવ્યો છે. અમે હસ્યા અને કહ્યું કે, એ તો ત્હમને પવનના ભણકારા વાગે છે !

મધ્યરાત્રિની શાન્તિમાં એક અવાજ સંભળાયો. અમે સૂતાં સૂતાં વિચાર કર્યો કે, એ તો દૂરથી સંભળાતી ગર્જનાનો અવાજ છે. ધરા કંપી ઉઠી ! દિવાલો ઝુલવા લાગી ! અને અમારી શાન્તનિદ્રામાં ત્હેણે વિઘ્ન ઉપસ્થિત કર્યું. માત્ર થોડાજ જણે કહ્યું કે,–'એ રથના ફરતાં ચક્રનો અવાજ છે.' અમે નિદ્રિત અવસ્થામાં બડબડવા લાગ્યા કે,–'નહિ. એ તો વાદળની ગર્જના હશે !'

રાત્રિનો અંધકાર હજી તો દૂર થયો ન્હોતો, એટલામાં વાજિંત્રનો અવાજ સંભળાયો. ત્હેની સાથે “ જાગૃત થાઓ ! વિલંબ ન કરો ! ” એવું કોઈ મ્હોટેથી બોલતું સંભળાયું. અમારા હૃદયપર અમે બન્ને હાથ ચાંપ્યા અને ભયથી ધ્રૂજવા લાગ્યા. કોઈએ કહ્યું કે, ‘ જુઓ મહારાજાની પતાકા ફરકી રહી છે ! ’ અમે એકાએક ઉભા થયા અને બોલી ઉઠયા કે, ‘ હવે વિલંબ કરવાનો વખત નથી ! ’

મહારાજા આવી પહોંચ્યા છે, પણ દીપમાલાઓ ક્યાં છે ? પુષ્પમાલાઓ ક્યાં છે ? ત્હેમને બિરાજવાને માટે સિંહાસન ક્યાં છે ? અરેરે ! શરમ છે. ખરેખર આ સંપૂર્ણ લજ્જાનો વિષય છે. ત્હેમને પધરાવવા માટે વિશાળ ભુવન ક્યાં છે ? સ્વચ્છ સ્થાન ક્યાં છે ? અને ત્હેની શૃંગાર સામગ્રી ક્યાં છે ? કોઇ કહેવા લાગ્યો, “ આવી રીતે રડતા બેસી રહેવું અયોગ્ય છે ! ખાલી હાથે ત્હેમનું અભિનંદન કરો. શૃંગારસાહિત્ય વગરના ત્હમારા ઓરડામાં ત્હેમને પધરાવો.”

બારણાં ઉઘાડો ! શંખનાદ ગજાવો ! રાત્રિના ઉંડા અંધકારમાં આપણા અંધારા ભયંકર ઘરના રાજા આવી પહોંચ્યા છે. આકાશમાં વિદ્યુદ્દગર્જન થાય છે. વિજળીના ચમકારાવડે ગાઢા અંધકારમાં કંપન ઉઠે છે. ત્હમારી ફાટી તૂટી સાદડીનો કકડો લાવો અને તે આંગણાંમાં બિછાવો ! તુમુલ તોફાનની સાથે ભીષણ રાત્રિના મહારાજાની સ્વારી અણુચિંતવી એકાએક આવી પહોંચી છે !

— ૫૨ —

" ત્હારા કંઠમાં ગુલાબની પુષ્પમાળા હતી કે નહિ ? " એ પૂછી જોવાનો મ્હને વિચાર થયો; પણ હું હિંમત કરી શક્યો નહિ. આવી રીતે મેં સ્હવાર થતાં સુધી રાહ જોઈ; એ વખતે જ્યારે તું વિદાય થયો, ત્યારે શૈય્યા ઉપર ત્હેના થોડા ભાગ્યા તૂટયા કકડા મળી આવ્યા. ઉષાની ભૂરી છાયામાં એકાદ બે અહિં તહિં પડેલી પુષ્પકલિકાઓ એક ભિખારીની પેઠે હું શોધવા લાગ્યો.

અફ્સોસ ! મ્હને શું મળ્યું ? ત્હારા પ્રેમની શી નિશાની તું રાખી ગયો હતો ? ત્યાં કુસુમ નથી, મુખવાસ નથી, અત્તરની શીશી કે સેંટનો સૌગંધ નથી; પણ પ્રચંડ અગ્નિશિખા જેવી ચમકતી, ઈંદ્રના વજ્ર જેવી ફ્કત ત્હારી મ્હોટી તલવાર છે.

પ્રાતઃકાળની નવજ્યોતિ બારીમાંથી ઘરમાં પ્રવેશ કરેછે અને તે ત્હારી શૈય્યા ઉપર પ્રસરી રહે છે. પ્રભાતનાં પક્ષિયો કિલકિલાટ કરતાં પૂછવા લાગ્યાં:–" સુંદરી ! ત્હારી પાસે શું છે ? "–પુષ્પ નથી, મુખવાસ નથી, અત્તરની શીશીમાંથી ઉડતો સૌગંધ નથી; અહિં માત્ર ત્હારી ભયંકર તલવાર છે.

હું એકાંતમાં બેસીને વિસ્મયપૂર્વક વિચાર કરૂં છું કે;–" આ ત્હારી કેવા પ્રકારની ભેટ હશે ?! ત્હેને છૂપાવી રાખવાનું મ્હારી પાસે કોઇ સ્થાન નથી. " મ્હારાં નિર્બળ શરીરનો વિચાર કરતાં ત્હેને ધારણ કરવામાં,–કમ્મરે લટ-

કાવવામાં–મ્હને શરમ ઉપજે છે અને જ્યારે હું ત્હેને મ્હારા હૃદય સરસી ચાંપું છું, ત્યારે મ્હને દર્દ થાય છે; છતાં પણ એ દર્દનો બોજો–એ ત્હારી ભેટનું ગૌરવ–હું મ્હારા હૃદયમાં ધારણ કરૂં છું.

આજથી આ જગત્‌માં મ્હારે માટે કોઇ સ્થાને ભય રહેશે નહિ, અને મ્હારા સમગ્ર જીવનસંગ્રામમાં તું વિ-જયી નિવડશે. મૃત્યુદેવતાને ત્હેં મ્હારા સાથી તરિકે રાખ્યો છે અને હું ત્હેને મ્હારા જીવનનો મુકુટ પહેરાવીશ. મ્હારા બંધનોને વિચ્છિન્ન કરવાને ત્હારી તીવ્ર તલવાર મ્હારી સાથે છે. હવે સમગ્ર જગત્‌માં મ્હારે માટે ભય કદિ પણ સ્થાન મેળવશે નહિ.

આજથી બધા નજીવા શોભા–શૃંગારનો હું પરિત્યાગ કરૂં છું. મ્હારા હૃદયના સ્વામિન્! પ્રાણવલ્લભ! ખૂણામાં ભરાઇને આંખ તાકી, રાહ જોઇ, બેસી રહેવાનો અથવા રૂદન કરવાનો વખત વીતી ગયો છે. સંકોચ અને મધુરતા ભર્યા હાવભાવનું હવે કંઈ પ્રયોજન નથી. શૃંગારના આભૂષણમાં ત્હારી તીવ્ર તલવાર ત્હેં મ્હને આપી છે, માટે હવે બચ્ચાંને રમવાનાં ઢીંગલીનાં ઘરેણાંનું મ્હારે કંઇ કામ નથી!

— ૫૩ —

ગ્રહ–નક્ષત્રોથી શણગારેલા અને વિવિધ રંગના અનેક રત્નો જેમાં ઉચ્ચ કળાવિધાનપૂર્વક બારિક અને ઉંચી કારીગિરીથી જડેલાં ત્હારાં કંકણ ઘણાં સુંદર છે; પણ

વિદ્યુચ્છટાની વાંકવાળી ત્હારી તલવાર મ્હને એથી પણ વધારે સુંદર દેખાય છે! તે જાણે વિષ્ણુભગવાનના વાહન ગરૂડની પસારેલી પાંખો, સૂર્યાસ્ત વખતના કોપાયમાન રક્તવર્ણ પ્રકાશમાં અપ્રતિમરૂપે ચળકતી હોય, ત્હેના જેવી સુંદર જણાય છે!

મૃત્યુના અંતિમ આઘાત વખતે થતા દુઃખની અધિકતામાં જીવનના એકાદ છેલ્લા પ્રત્યુત્તર અથવા પ્રતિધ્વનિની પેઠે તે કંપ્યા કરે છે. જાણે સાંસારિક બુદ્ધિ, ફક્ત એકાદ ભયંકર ભડકામાં સળગી ઉઠતી હોય! એવી પ્રજ્વલિત સતેજ અને સ્વચ્છ શિખાના જેવી તે ત્હારી તલવાર ચળકી રહી છે!

ગ્રહ-નક્ષત્રના તેજસ્વી રત્નોથી શોભી રહેલી ત્હારી કટીમેખલા ઘણી સુંદર છે; પણ ઓ, ગર્જનાના સ્વામિન્! ત્હારી તલવાર તો અપૂર્વ અને અપ્રતિમ સૌંદર્યવાળી છે! ત્હેને માત્ર નજરે જોયાથી અથવા સહજ ત્હેનો વિચાર કરવાથી પણ હૃદય ભયભીત થઈ કંપી ઉઠે છે!

— ૫૪ —

મ્હેં ત્હારી પાસે કંઇ પણ યાચના કરી ન્હોતી. ત્હારા કાનમાં મ્હારૂં નામ સુદ્ધાં દીધું ન્હોતું. જ્યારે ત્હેં વિદાય લીધી ત્યારે હું મુંગે મ્હોડે-ગુપચુપ ઉભી હતી. હું કૂવા પાસે એકલી ઉભી હતી. ત્યાં વૃક્ષશાખાની છાયા વિખરાયેલી હતી. સ્ત્રીઓ પોતાના માટીના ભુખરા ઘડાઓમાં પાણી ભરીને પોતપોતાને ઘેર ચાલી ગઇ હતી. ત્હેમણે મ્હને બૂમ મારીને કહ્યું:-"અમારી સાથે ઘેર ચાલ." સ્હવારનો

સમય વીતી જઇને મધ્યાન્હ થવા આવ્યો છે, પણ હું સંદિગ્ધ વિચારોમાં વિલીન થઇને વ્યાકુળ ચિત્તે ઉભીજ રહી!

તું ધીમાં પગલાં ભરતો–મંદગતિએ આવ્યો, એ પણ મ્હેં જોયું કે જાણ્યું નહિ. જ્યારે ત્હેં મ્હારા તરફ દૃષ્ટિ કરી, ત્યારે ત્હારી આંખોમાં ખિન્નતા છવાયેલી હતી. ઉદાસીનતા ભરેલા મંદસ્વરે ત્હેં ધીમેથી કહ્યુઃ–“ હું તૃષાતુર પ્રવાસી છું.” હું મ્હારા અર્ધજાગૃત વિચાર સ્વપ્નમાંથી એકાએક ચમકી ઉઠી અને ત્હારી સંયુક્ત અંજલિમાં મ્હારા ઘડામાંથી મ્હેં પાણી રેડયું. ઉપરનાં પાંદડાંઓમાં ધીમો ખડખડાટ થયો. દૂરના અદૃશ્ય અંધકારમાંથી કોકિલાનો ટહુકાર સંભળાયો અને એ વખતે રસ્તાની બાજૂપરનાં વૃક્ષોમાં ઉગેલાં પુષ્પોમાં સૌગંધ પ્રસરી રહ્યો.

જ્યારે ત્હેં મ્હારૂં નામ પૂછયું, ત્યારે હું શરમથી નિઃસ્તબ્ધ બનીને ઉભી રહી. મ્હારી સ્મૃતિ ત્હારા હૃદયમાં જડી રાખવા જેવું એવું તે મ્હેં શું કર્યું હતું? પણ ત્હારી તૃષાનું નિવારણ કરવા મ્હેં ત્હને પાણી આપ્યું, ત્હેની સ્મૃતિ મ્હારા હૃદયમાં જડાઈ રહેશે અને સદા અલૌકિક માધુર્ય ભરી દેશે. સ્હવારનો પહોર વીતી ગયો છે, પક્ષિકુલ પરિશ્રાંત સ્વરે ગાય છે, લીંબડાનાં પાંદડાં માથા ઉપર ખડખડાટ કરી રહ્યાં છે અને હું ત્યાં બેસીને ઉંડા વિચાર કર્યા કરૂં છું.

— ૫૫ —

અલસપ્રિયતાએ ત્હારા હૃદયમાં ઘર કર્યું છે અને નિદ્રા ત્હારી આંખોમાં ઘેરાઈ રહી છે.

'કાંટાના ઝાડમાં અપૂર્વ શોભા ધારણ કરતાં પુષ્પો લઇને પ્રકાશ આવી પહોંચ્યો છે.' એ શબ્દ શું ત્હારા કાને પડયા નથી ? ઓ જાગૃત થયેલા ! ઉઠ. આ વખત નિરર્થક શા માટે વીતાડે છે ?

પત્થરવાળા માર્ગને છેડે નિર્જન એકાંતવાળા પ્રદેશમાં મ્હારો મિત્ર એકલો બેસી રહ્યો છે, ત્હેની વંચના ન કર. ઓ, જાગૃત થયેલા ! ઉઠ.

આકાશ, મધ્યાન્હના પ્રખર સૂર્યની ઉષ્ણતાથી કંપે છે –થડકે છે. એથી શું ? એ ઉષ્ણતામાં તપ્ત થયલી વાલુરાશિ પોતાનો તૃષારૂપી પછેડો પાથરે તેથી પણ શું ?–

શું ત્હારા હૃદયના મર્મભાગમાં આનંદ નથી ? ત્હારે પગલે પગલે રસ્તાની વીણા શું દગ્ધતાભર્યા મધુર સંગીતને છેડતી નથી ?

— ૫૬ —

આખરે ત્હારી હર્ષપ્રફુલ્લતા મ્હારા હૃદયમાં ઉભરાઈ રહી છે. આખરે તું નીચે ઉતરીને મ્હારી સમીપ આવ્યો છે. સમગ્ર સ્વર્ગના સ્વામિન્ ! જો હું નહોત તો ત્હારો પ્રેમ ક્યાં રેડાત ?

આ અનંત સંપત્તિનો ત્હેં મ્હને ભાગીદાર બનાવ્યો છે. મ્હારાં હૃદયમન્દિરમાં ત્હારા આનંદની અનંત ક્રીડા મચી રહી છે. મ્હારાં જીવનમાં ત્હારી ઇચ્છા નિરંતર નવાં નવાં સ્વરૂપ ધારણ કરે છે !

અને એજ હેતુથી હે, રાજ રાજેન્દ્ર! મ્હારા હૃદયને જીતી લેવાને ત્હેં અપૂર્વ સૌંદર્ય–શોભા–ધારણ કરી છે અને એથીજ ત્હારો પ્રેમ, ત્હારા પ્રેમીના પ્રેમમાં ડૂબી જાય છે; અને એ ઉભયના સંપૂર્ણ સંયોગમાં ત્હારૂં અપૂર્વ દર્શન થાય છે!

— ૫૭ —

જ્યોતિ! મ્હારી જીવન જ્યોતિ!! વિશ્વવ્યાપક દિવ્ય જ્યોતિ!! આંખોની મધુરતાથી ચુંબન કરતી જ્યોતિ!!! હૃદયમાં રસનાં પૂર વહાવતી જ્યોતિ!!!

ખરેખર, મ્હારા વલ્લભ! મ્હારા જીવનનાં કેંદ્રસ્થાનમાં ત્હારી જ્યોતિ નૃત્ય કરી રહી છે! મ્હારા પ્રેમી સીતારના તારને સ્પર્શ કરીને મ્હારા વલ્લભ! એ જ્યોતિ ઝણઝણાટ ગજાવી રહી છે! આકાશનું મુખ ઉઘડે છે, વાયુ લહરિયો મસ્ત બનીને વહે છે, હાસ્યછટા ધરાતલ ઉપર પોતાનાં કુંકુમવર્ણા પગલાં કરે છે.

પતંગિયાંઓ એ જ્યોતિના મહાસમુદ્ર ઉપર પોતાની પાંખના શઢ ચ્હડાવે છે. કમળ અને બોરસળીનાં પુષ્પો, એ જ્યોતિસિંધુના તરંગો ઉપર મુકુટની શોભા ધારણ કરીને આનંદહિલ્લોલ કરતાં નાચે છે.

પ્રત્યેક મેઘખંડમાં એ જ્યોતિ, સુવર્ણસદૃશ શોભા ધારણ કરી રહી છે અને મ્હારા વલ્લભ! ત્હેમાંથી વિશાળ ભાવે અનંત રત્નો પથરાઈ રહ્યાં છે!

ઝાડને પાંદડે પાંદડે આનંદ રેલાઇ રહ્યો છે. હૃદયવલ્લભ ! એ અપૂર્વ આનંદની કંઈ પરિસીમાજ જણાતી નથી ! આકાશની સરિતા પોતાના કિનારાને આનંદમાં ડૂબાવી રહી છે અને એ આનંદની ભરતી દૂરના વિદેશ સૂધી પહોંચી ચૂકી છે !

— ૫૮ —

મ્હારા આ છેલ્લાં સંગીતમાં આનંદના સર્વ અંશ સંમિશ્ર થાઓ ! એ આનંદ તૃણરાશિના અમર્યાદિત વિકાસવડે પૃથ્વીની સપાટી ઉપર ઉભરાય છે. એ આનંદ જીવન અને મરણરૂપી જોડીઆ ભાઇઓને આ વિશાળ જગતમાં નૃત્ય કરાવી રહ્યો છે. એ આનંદ તોફાની ઝંઝાવાતમાં વાયુના સપાટા ભેગો ઘસડાઈ આવે છે. બધા જીવને અને જીવનને એ આનંદ હાથ ઝાલીને હલાવે છે અને જગાડે છે ! દુઃખ-દર્દના વિકાસ પામેલા રક્તવર્ણું કમળ ઉપર એ આનંદ, આંસુભરી આંખે ગુપચુપ બેસી રહે છે અને એ આનંદ પોતાના સર્વ પદાર્થો ધૂળમાં ફેંકી દે છે; તેમ છતાં એ બધામાંનો એક અંશમાત્ર પણ તે પોતે જાણતો નથી !

— ૫૯ —

ઓ મ્હારા હૃદયવલ્લભ ! હું જાણું છું કે, આ બધું ત્હારા પ્રેમ શિવાય કંઇ નથી. વૃક્ષશાખાઓનાં પાંદડાં ઉપર નાચી રહેલો આ સોનેરી પ્રકાશ, વિશાળ આકાશની સપાટીમાં ધીમે ધીમે હંકારી જતાં વ્હાણ જેવાં આ પ્રમાદી





કવિ રવીન્દ્રનાથ ( યુવાવસ્થા ) વિવિધ પોષાકમાં.

વાદળાં, અને મ્હારા કપાળપર પોતાની શીતલતા પાથરી જતી આ મંદ મંદ વ્હેતી વાયુની લહરિયો, એ બધું ત્હારા પ્રેમ શિવાય બીજું કંઈ નથી.

પ્રભાતનો પ્રકાશ મ્હારી આંખોમાં ઉભરાઈ રહ્યો છે. એ મ્હારાં હૃદયને જાણે ત્હારા તરફનો સંદેશો હોય ને ! એમ જણાય છે. ત્હારી મુખમુદ્રા ત્હારા ઉપરના આસનમાંથી નીચી નમેલી છે. ત્હારાં નેત્રો નીચાં વળીને મ્હારી આંખો સ્હામે જૂએ છે અને મ્હારાં હૃદયને ત્હારાં ચરણકમલનું સ્પર્શસુખ આપે છે.

— ૬૦ —

અનંત બ્રહ્માંડને સમુદ્ર કિનારે બાળકોનું મિલન થાય છે. ઉપરનું અનંત આકાશ નિઃસ્પંદ અને શાન્ત છે. નીચેના અવિશ્રાંત જળમાં તોફાન મચી રહ્યું છે. અનંત બ્રહ્માંડના સમુદ્રકિનારા પર ઘણાં બાળકો સાથે મળીને બૂમો પાડે છે અને નૃત્ય કરે છે.

કિનારા પર તેઓ રેતીનાં ઘર બાંધે છે અને પોકળ શંખલાઓ લઈને રમત કરે છે. કરમાયેલાં પાંદડાંની તેઓ હોડીઓ ગુંથે છે અને વિશાળ સમુદ્ર ઉપર હસ્તે વ્હેરે તેમને તરતી મૂકે છે. બ્રહ્માંડને સમુદ્ર કિનારે બાળકોએ પોતાની રમત શરૂ કરી છે.

તરવાની વિદ્યા તેઓ જાણતાં નથી. દરિયામાં જાળ નાખતાં તેઓ શીખ્યાં નથી. મોતી કહાડનારાઓ મોતી

વીણવાને દરિયામાં ડૂબકીઓ મારે છે, વેપારીઓ પોતાનાં વ્હાણને શઢ ચ્હડાવી તરતાં મૂકે છે; ત્યારે બાળકો કિનારા પરના પાંચીકા એકઠા કરે છે અને પાછા તેમને વિખેરી નાખે છે. તેઓ અદ્રશ્ય રહેલા ખજાનાની શોધ કરતાં નથી અને જાળ કેમ નાખવી એ તેઓ જાણુતાં નથી.

સમુદ્રમાં હાસ્યતરંગો ઉછળે છે અને એ ઝાંખા પ્રકાશમાં સમુદ્રકિનારાનું હાસ્ય ચળકી રહે છે. પોતાનાં બાળકને પાલણામાં ઝુલાવતી માતા, હાલરડાં ગાતી હોય, તેવી રીતે મૃત્યુની રમત રમનારાં મોજાં કિનારાપરનાં બાળકોને અર્થવગરનાં ગીત સંભળાવે છે. સમુદ્ર, બાળકો સાથે રમે છે અને ઝાંખો પ્રકાશ એ બધાંની સાથે રમતા સમુદ્ર કિનારાનાં હાસ્યને વિકાસે છે.

અનંત બ્રહ્માંડને સમુદ્રકિનારે બાળકોનું મિલન થાય છે. માર્ગશૂન્ય આકાશમાં તોફાની ઝંઝાવાત ઘૂમે છે, અને નિશાની વગરના માર્ગહીન અનંત જલમાં નૌકાઓ ભાગી પડે છે. મૃત્યુ મુસાફરી કરે છે, અને બાળકો રમે છે, અનંત બ્રહ્માંડને સમુદ્ર કિનારે બાળકોનું આજે મહાન્ મિલન થયું છે.

— ૬૧ —

બાળકની આંખો ઉપર જે નિદ્રા રમણુ કરી રહી છે, તે ક્યાંથી આવે છે એ શું કોઇ જાણે છે? હા. એવું સંભળાય છે કે, અપ્સરાઓનાં નગરમાં મંદપ્રકાશ પાથરીને

ચળકતાં પતંગીયાંવડે ઝાંખા જણાતા જંગલની છાયામાં જે સ્થાને મોહ અને પ્રલોભનની બે નાજુક કળીઓ ખિલેલી છે, ત્યાં ત્હેનો નિવાસ છે. એ પ્રદેશમાંથી બાળકની આંખોને ચુંબન કરવા હંમેશાં તે આવે છે.

બાળકના હોઠપર તેની નિદ્રિત અવસ્થામાં જે મંદ હાસ્ય ફરકી રહે છે, તે ક્યાંથી આવે છે, એ શું કોઇ કહી શકશે ? હા, એવું સંભળાય છે કે, જે સ્થાને દ્વિતીયાનો શુકલચંદ્ર પોતાના ઝાંખા નવા કિરણકરવડે શિશિર રૂતુનાં વિખરાઈ જતાં વાદળને સ્પર્શ કરે છે; ત્યાંથી ઝાકળબિન્દુઓવડે સ્નિગ્ધ બનેલા પ્રભાતમાં એ હાસ્યનો પહેલવહેલો જન્મ થયો અને ત્યાંથી એ હાસ્ય, બાળકના હોઠ પર ત્હેની નિદ્રિત અવસ્થામાં ફરકી રહ્યું છે.

બાળકના અંગ પ્રત્યંગમાં જે કોમળ અને તાજી નવીનતા ચળકી રહી છે, તે આટલા દીર્ઘ સમયસૂધી ક્યાં છૂપાઇ રહી હતી, શું કોઈ એ જાણે છે ? હા, જ્યારે માતા સંસારથી અપરિચિત એક નવયુવતીરૂપે કિશોરાવસ્થામાં હતી, ત્યારે પ્રેમની અસ્પષ્ટ, મૌન, સુકોમળ રહસ્યલીલારૂપે એ નવીનતા, ત્હેના હૃદયમાં વ્યાપી રહી હતી. એજ નવીનતા, –એજ મધુર સુકોમળ રૂપ છટા,–બાળકના અવયવોમાં ખિલી રહી છે.

— ૬૨ —

મ્હારા વત્સ ! જ્યારે હું ત્હને રંગબેરંગી રમકડાં આપું છું, ત્યારે મેઘમાળામાં પણ રંગબેરંગી રમત શા

માટે મચી રહે છે ? એવીજ રીતે પાણી ઉપર પણ નવરંગી ક્રીડા શા માટે થયા કરે છે ? અને વિવિધ પ્રકારનાં પુષ્પો પણ હું ત્હને રંગીન રમકડાં આપું ત્યારે અનેક પ્રકારના રંગ શા માટે ધારણ કરે છે, તે હું સ્હમજું છું.

જ્યારે ત્હને નૃત્ય કરાવવાને હું સંગીત લલકારૂં છું ત્યારે ઝાડનાં પાંદડાંઓમાં એ સંગીતના સુર શા માટે ઉઠે છે ? અને શાંત ચિત્તે શ્રવણ કરતાં ધરાદેવીનાં હૃદયને, સમુદ્રના તરંગો કોઈ અલૌકિક ધ્વનિ મચાવી એ સંગીતમાં પોતાના તાન રેડી એકતાનતાથી નચાવી, ત્હેમાં શા માટે મળી જાય છે તે હું સારી રીતે સમજું છું. જ્યારે ત્હને નચાવવાને હું ગાઉં છું, ત્યારે આ બધા રાગ શા માટે ફૂટી નીકળે છે, તે હું બરાબર જાણુંછું.

જ્યારે ત્હારા આતુર અને લોભી હાથમાં અર્પણ કરવાને હું મીઠી મીઠી ચીજો લાવું છું, ત્યારે પુષ્પની અંજલિમાં મધુ શા માટે રેડાય છે ? અને વિવિધ પ્રકારનાં ફળમાં અલૌકિક રસમાધુર્ય ત્હેની નસે નસે શા માટે વ્યાપી રહે છે, એ હું સારી રીતે જાણું છું.

મ્હારાં વ્હાલાં બચ્ચાં ! જ્યારે ત્હારાં મુખ ઉપર ત્હને હસાવવાને હું મીઠી મીઠી બચ્ચીઓ લઉં છું, ત્યારે સ્હવારમાં પ્રસરી રહેલી આકાશની દિવ્યજ્યોતિ કોઈ અલૌકિક આનંદનાં ઝરણોવડે શામાટે ઉભરાઇ જાય છે ? અને ગ્રીષ્મઋતુના શીતળવાયુની મંદ મંદ લહરિયો મ્હારાં અંગ

પ્રત્યંગને શા માટે હર્ષોત્ફુલ્લ બનાવે છે, તે હું અવશ્ય સ્હમજી શકું છું. વળી જ્યારે હું ત્હને મધુરતાભર્યું ચુંબન કરૂં છું, ત્યારે એ બધું શા માટે થાય છે એ હું બરાબર જાણું છું.

—૬૩—

જેમની સાથે મ્હારે ઓળખાણ પણ ન્હોતી એવા મિત્રો સાથે ત્હેં મ્હારો ગાઢ પરિચય કરાવ્યો છે. પારકી માલીકીના ઘરમાં ત્હેં મ્હને આદરસહિત આસન અપાવ્યાં છે! મ્હારાથી દૂર દૂર હતાં, તે સર્વે સાનિધ્યમાં લાવી દીધાં છે. કલ્પના રાજ્યનાં સુખરૂપ સમણાંનો સાક્ષાત્કાર કરાવ્યો છે. દૂર હતા ત્હેમને નજીક બનાવ્યા છે, અને અજાણ્યાને મ્હારા બંધુઓ બનાવ્યા છે!

મ્હારી ચિરપરિચિત પર્ણકુટીને–આશ્રમને–અને સ્થૂલના સુખાનુભવને છોડતી વખતે મ્હારૂં હૃદય ઘણું અસ્થિર થાય છે. કોઇ પ્રકારનું ન સ્હમજાય તેવું છુપું દર્દ મ્હારા અંતરમાં કાંટા ભોંકે છે. નવામાં જુનાનું આસન છે, અને ત્યાં પણ ત્હારોજ નિવાસ છે. હું ભૂલી જાઉં છું. અર્થાત્ સચરાચર ત્હારાથી વ્યાપી રહ્યું છે, એ સત્યની મ્હને વિસ્મૃતિ થાય છે!

જન્મ અને મરણરૂપી વિચિત્ર દ્વારોમાં થઇને આ જગત્ અથવા બીજાં કોઈ જગતૂના જે કોઈ અપ્રછન્ન પ્રદેશમાં–જ્યાં જ્યાં તું મ્હને હાથ ઝાલીને દોરી જાય છે, ત્યાં ત્યા સર્વ ઠેકાણે તુંજ મ્હારો અનંતકાળનો સાથી છે.

મ્હારા અનંત જીવનનો એક માત્ર સંગાથી છે એટલુંજ નહિ પણ જે જે અપરિચિત પ્રાણી,-પદાર્થ-ત્હેમની સાથે મ્હારાં હૃદયને આનંદના પાશ વડે બાંધનારો મ્હારો પ્રેરક અને નેતા તુંજ છે.

એક વાર ત્હારી ઓળખાણ થઇ-એક વાર ત્હારૂં સ્વરૂપ બરાબર જાણવામાં આવ્યું-ત્યારે આ જગત્માં કોઈ પણ પરાયો અથવા અજાણ્યો હોતો નથી. અને ત્હેને માટે રાજાના રાજમહેલથી તે ગરીબનાં ઝુપડાં સુધી કોઈ પણ ઘરનાં બારણાં બંધ રહી શકતાં નથી! ઘટઘટ વ્યાપી હૃદય વલ્લભ! મ્હારી પ્રાર્થના સ્વીકારીને, અનેકની સાથે નાટક રચનારા-ખેલનારા ત્હારા એકના સ્પર્શનું સુખ કદિ પણ લુપ્ત ન થાય એટલી મ્હારા પર કૃપા કરજો.

— ૬૪ —

એકાંતમાં વ્હેતી સરિતાનાં તીર સમીપ ઉંચા ઉગેલા ઘાસમાં થઇને તે ચાલી જતી હતી. મ્હેં ત્હેને પૂછ્યું "સુંદરી! ત્હારા પાલવથી ઢાંકીને આ દીવો તું ક્યાં લઇ જાય છે? મ્હારા ઘરમાં અંધકાર ઘેરાઇ વળ્યો છે. આ વખતે નિર્જન ઘર જાણે ખાવા ધાતું હોય એવું શૂન્યકાર અને ભયંકર જણાય છે માટે થોડી વાર મ્હારા ઘરમાં ત્હારા દીપકનો પ્રકાશ રેડ."

ત્હેણે પોતાની કાળી વિશાળ આંખો ઉંચી કરીને ક્ષણભર મ્હારા સ્હામું જોયું. આકાશમાં ત્યારે સંધ્યાનો

આંખો પ્રકાશ ફેલાયો હતો, અને ચોમેર ઉડી રહેલી ધૂળ-માંથી મ્હારા ચ્હેરા તરફ નજર કરતી તે બોલી:—"જ્યારે દિવસનો પ્રકાશ પશ્ચિમ દિગંતને ઓળંગી જાય છે ત્યારે નદીના વહેતા પ્રવાહમાં નદીના વેગ સાથે આ દીવાને તરતો મૂકવાને હું અહીં આવી છું."

ઉંચા ઉગેલા ઘાસમાં હું એકલો ઉભો રહ્યો અને નદીના પ્રવાહમાં નિરૂદ્દેશ વહી જતા દીપકની ક્ષીણ—ટમટમતી જ્યોતિ હું ધારી ધારીને જોવા લાગ્યો.

જ્યારે રાત્રિનો ગાઢ અંધકાર જામ્યો, ત્યારે ચોમેર ફેલાઇ રહેલી નિર્જન શાન્તિમાં મ્હેં ત્હેને પુનઃ પૂછ્યું: "યુવતી! ત્હારા બધા દીવા ઝળહળી રહ્યા છે છતાં આ દીવો લઇને તું કયાં જાય છે? મ્હારૂં અંધકારમય નિર્જન ઘર, શૂન્ય અને ભયાનક જણાય છે. ત્હેમાં આ ત્હારા દીવાવડે જ્યોતિ પાથર."

ત્હેણે પોતાની કાળી આંખો ઉચી કરીને મ્હારા ચ્હેરા તરફ જોયું, ક્ષણવાર શંકિત ચિત્તે ઉભી રહીને છેવટે બોલી, "એ દીવો તો હું આકાશ દેવતાને ધરવાને લાવી છું." આ ઉત્તર સાંભળીને હું ત્યાં મુંગે મ્હોડે શૂન્ય આકાશમાં વ્યર્થ બળતા ત્હેના દીવાને જોતો જોતો ઉભો રહ્યો.

ચંદ્ર વગરની ઘોર અંધારી મધ્યરાત્રિએ મ્હેં ત્હેને વળી પૂછ્યું;—" સુંદરી! ત્હારા હૃદય પાસે આ દીપક ધરી રાખવાનો ત્હારો શો હેતુ છે? તું ત્યાં કોને શોધે છે?

મ્હારૂં ઘર તદ્દન નિર્જન, ભયંકર અને તિમિરાચ્છન્ન છે, માટે એ ત્હારો દીવો મ્હને આપ." આ સાંભળીને ક્ષણવાર તે ઉભી રહી. મુંગી મુંગી વિચાર કરવા લાગી અને છેવટે અંધકારમાં મ્હારી તરફ ધારીને ધારીને જોતી બોલીઃ–"હું આ દીવો તો દીપમાલામાં ઉમેરવાને માટે લાવી છું ! " એ સાંભળીને હું મુંગોજ ઉભો રહ્યો અને ઝળહળતી દીપમાળાના પ્રકાશમાં ત્હેનો ન્હાનો સરખો દીવડો બીજા અસંખ્ય દીવાઓની વચ્ચે વ્યર્થ બળી જતો જોવા લાગ્યો.

— ૬૫ —

મ્હારા પ્રભો ! મ્હારા જીવનના આ કંઠોકંઠ ભરેલા––ઉભરાઇ જતા–પ્યાલામાં ત્હમે કયા દિવ્યરસનું પાન કરવાની ઇચ્છા રાખો છો ?

ઓ મ્હારા કવીન્દ્ર ! શું મ્હારી આંખો દ્વારા તું ત્હારી પોતાની રચેલી સૃષ્ટિને જોવામાં આનંદ પામે છે ? તેમજ મ્હારા શ્રવણના દ્વાર પાસે ઉભો રહીને ત્હારી પોતાની એકતાનતા–સમતા–અદ્વૈતભાવનાનો મધુર ધ્વનિ મુંગો મુંગો સાંભળવામાં શું ત્હને આનંદ મળે છે ?

આ ત્હારૂં જગત્ મ્હારા મનઃ પ્રદેશમાં શબ્દપુષ્પોની ગુંથણી કરે છે અને ત્હારો આનંદ ત્હેમાં સંગીતના અલૌકિક સુર પૂરે છે. પ્રેમસરોવરમાં લીન થઇને ત્હને પોતાને તું મ્હારા હાથમાં સમર્પણ કરી દે છે અને પછી ત્હારી સમગ્ર મધુરતા મ્હારી નસેનસમાં ભરી દઇને, એ આત્મનિવેદનનો રસાસ્વાદ તું પોતેજ લે છે !

— ૬૬ —

જે યુવતી મ્હારા જીવનું જીવન હતી, નિરંતર મ્હારી સાથેજ રહેતી, નવાં ફૂટતાં અને અસ્ત પામતાં કિરણોની સંધિમાં, પ્રાતઃ તેમજ સાયંસંધ્યાના પ્રકાશ–અંધકારમાં સર્વદા જે મ્હારી પાસેજ રહેતી, છતાં સવારના ઝળહળતા પ્રકાશમાં જેણે આજ સૂધીમાં કદિ પણ પોતાના મુખ ઉપરનો ઘુંઘટપટ દૂર કર્યો નથી, ત્હેને મ્હારાં છેલ્લાં ગાયનમાં પૂરીને હું ત્હારાં ચરણમાં હે પ્રભો ! મ્હારી છેલ્લી ભેટ તરીકે ધરૂં છું.

શબ્દો ત્હેને પ્રેમબંધનમાં બાંધવા માટે મથી રહ્યા હતા, પણ ત્હેનું હૃદય જીતવામાં તેઓ નિષ્ફળ નિવડયા. આર્જવભરી વિનવણી પોતાના આતુર હાથ પ્રસારીને ત્હેને પ્રસન્ન કરવા–આલિંગન આપવાને પ્રયાસ કરી રહી, પણ તે વ્યર્થ !

મ્હારા હૃદયના મર્મસ્થાનમાં ત્હેને પૂરી રાખીને હું અનેક દેશ–દેશાન્તરો ભટકયો, અને ત્હેની આસપાસ મ્હારા-જીવનવૃક્ષના વિકાસ અને સંકોચ–વૃદ્ધિ અને ક્ષય–બહાર અને ખિજાં–એક સરખી રીતે નાચી રહ્યાં ! ત્હેની સાનિધ્યમાં ખીલ્યાં, અને ત્હેની પાસેજ ખરી પડયાં !

મ્હારા વિચાર અને આચાર ઉપર, નિદ્રા અને સ્વપ્ન ઉપર, ત્હેણે અખંડ રાજ્ય ચલાવ્યું, છતાં પણ તે એકલીજ મ્હારાથી જૂદી અને દૂર રહી !

ઘણાં મનુષ્યોએ મ્હારાં બારણાં ખખડાવી, ત્હેને માટે પૃચ્છા કરી, અને છેવટે નિરાશા લઇને તેઓ પાછા ગયા !

આ જગત્‌માં જેમને ત્હેનાં પ્રત્યક્ષ દર્શન થયાં હોય, એવો મ્હેં કોઇ પણ મનુષ્ય નથી જોયો. ત્હેણે તો એકાંત વાસ સ્વીકાર્યો. અને માત્ર ત્હારો પરિચય કરવા માટે–તું ત્હેને ઓળખશે એવી આશામાં–આજ સુધી વાટ જોતી તે પડદામાં બેસી રહી !

— ૬૭ —

તુંજ આકાશ છે અને તુંજ જાળ છે. તુંજ પરસાળ છે અને તુંજ માળ છે.

ઓ મનમોહન મૂર્તિ ! એ જાળમાં પણ ત્હારો પ્રેમ ભર્યો છે. જે પ્રેમ વિવિધ રંગ, તાલ, સ્વર, સુગંધ અને નાદની ભીંતોવડે આ જીવાત્માને ચારે બાજુથી ઘેરી લે છે.

આ જૂઓ ! ઉષાદેવી પોતાના જમણા હાથમાં ફૂલડાં વીણવાની સોનાની ટોપલી લઇને આવે છે. એ ટોપલીમાં અતુલ સૌન્દર્યની માળા ગુંથેલી છે. મુંગે મ્હોડે–લેશ પણ અવાજ કર્યા વિના એ માળા વસુંધરા રાણીને પહેરાવી દેવાનો ત્હેનો વિચાર છે !

આ જૂઓ, સંધ્યાદેવી ! જે એકાંત વનપ્રદેશોને પશુઓનાં ટોળાં ત્યજી ગયાં છે, તેવા માર્ગ વગરના પ્રદેશમાં મંદમંદ પગલાં ભરતી પશ્ચિમ સમુદ્રના વિશ્રાંતિજલમાંથી પોતાનો સોનાનો ઘડો શાન્તિકર, શીતલ, મધુર, રસભીના વાયુવડે ભરી લાવતી જણાય છે !

પણ આ તરફ જૂઓ ! અનંત આકાશ પ્રસરી રહ્યું છે, જેમાં નાશી છૂટવાને આતુર થયેલાં જીવરૂપ પક્ષિયો ઇચ્છાનુસાર દૂર દૂર સપાટા મારતાં પરિભ્રમણ કરે છે, એ અનંત આકાશમાં તો નિષ્કલંક શુભ્ર લાલિમા પોતાનો અધિકાર જમાવીને છવાઇ રહી છે. શુભ્ર જ્યોતિનુંજ ત્યાં સામ્રાજ્ય છે ! ત્યાં દિવસ નથી અને રાત્રિ પણ નથી. ત્યાં આકાશ નથી તેમ રંગ પણ નથી ! અને એક શબ્દ કે ઉચ્ચાર સરખો પણ ત્યાં સંભળાતો નથી. ત્યાં તો એક માત્ર પ્રેમનું પ્રકાશિત સામ્રાજ્યજ પ્રસરી રહ્યું છે !

— ૬૮ —

ત્હારાં તેજસ્વી રવિકિરણો મ્હારી આ પૃથ્વી ઉપર પોતાના હાથ પ્રસારીને આવે છે અને મ્હારાં આંસુ, નિઃશ્વાસ તેમજ ગાયનના ત્રિવેણીસંગમરૂપે ઉત્પન્ન થતા સમૂહને ત્હારાં ચરણ સમીપ ખેંચી જવા માટે જીવનનો લાંબો દિવસ પૂર્ણ થાય ત્યાં સુધી, મ્હારાં બારણાં પાસેજ ઉભાં રહે છે !

મનમાન્યા આનંદથી તું એ ઝાકળભીના વાદળસમૂહના બુરખાને ત્હારી ગ્રહ—નક્ષત્રખેચિત છાતીની આસપાસ વિંટાળે છે અને ત્હેના અસંખ્ય આકારો બનાવે છે. વળી ત્હેમને અનેક પ્રકારના મોહક રંગોવડે તું રંજિત કરે છે.

ઓ શીતલ નિષ્કલંક ચંદ્ર ! તે એટલું બધું હલકું અને ક્ષણમાં ઉડી જાય તેવું, તેમજ નાજુક, આંસુભર્યું અને

તમસાછન્ન છે, તેથીજ તું તેને એટલું બધું ચાહે છે. વળી એ વાદળ, પોતાની કરૂણાભીની છાયાવડે ત્હારા ભવ્ય, રોફદાર ઉજ્વળ પ્રકાશનું સર્વદા આચ્છાદન કરે છે, એથીજ ત્હારો એનાપર એટલો બધો પ્રેમ છે.

— ૬૯ —

જીવનનો જે અનંત ઝરો, મ્હારી રક્તવાહિની–નસોમાં દિવસ અને રાત સતત એક સરખો વહેતો રહે છે, એજ આ અખિલ બ્રહ્માંડની નિરંતર ફરતી ઘટમાળમાં એકતાનતાથી તાલ–સ્વર સાથે અખંડ નૃત્ય કરી રહ્યા છે.

એજ જીવનનું ઝરણુ પૃથ્વીની ધૂળ–માટીમાંથી આનંદપૂર્વક અનેક સુકોમલ તૃણાંકુરોમાં ફૂટી નીકળે છે. તેમજ પુષ્પ અને પાંદડાંના પ્રચંડ સમૂહરૂપે એકાએક બહાર નીકળીને ઉછળતા તરંગો પણ એજ ઝરણમાંથી વહે છે.

ભવસમુદ્રના પાલણામાં જન્મ–મરણરૂપે, ભરતી તેમજ ઓટ વખતે જે સર્વદા ઝૂલ્યા કરે છે, તે પણ જીવનનું એજ ઝરણુ છે.

આ જીવનમય–ચેતનમય–જગતના સ્પર્શવડે મ્હારા અવયવો ઉન્નત અને પ્રભાવશાળી થવાનો મ્હને પ્રત્યક્ષ અનુભવ થાય છે. અનંત યુગથી સ્પુરી રહેલું એ જીવન મ્હારા લોહીમાં નાચી રહ્યું છે.–અભિમાન અને આત્મપ્રતિષ્ઠાપૂર્વક નસેનસમાં તે નૃત્ય કરી રહ્યું છે. ત્હેનું મૂળ પણ એજ છે!

— ૭૦ —

આ વિશ્વના તાલબદ્ધ સંગીતરૂપ ઉછળતા આનંદમાં ગળી-મળી જઈને શું તું પણ આનંદ નથી ભોગવતો ? એ ભયવ્યાકુલ ઘોર આનંદસાગરના તરંગોમાં અફળાવું, પછડાવું અને એ પ્રમાણે ઝોકાં ખાતાં, હાલક ડોલક હાલતમાં છિન્ન વિચ્છિન્ન થઈને લય પામી, તદ્રૂપ બની જવું, એ શું ત્હારા સંબંધ કે સામર્થ્યની બહાર છે ?

બધાં પ્રાણીઓ આગળ વધે છેઃ તેઓ ઉભાં રહેતાં નથી. બોલતાં નથી. તેમ કદિ પાછું વાળીને જોતાં પણ નથી ! ત્હેમને અટકાવી-ખેંચીને-પાછાં વાળી શકે એવી કોઈ શક્તિજ નથી ! એવા દૃઢ વેગથી તેઓ પ્રતિક્ષણ આગળ આગળજ ધસે છે.

એ અવિશ્રાંત, તીવ્ર અને ઉતાવળી ગતિએ વ્હેતાં તાલ-સૂરબંધ સંગીતને પગલે પગલે ઋતુઓ નૃત્ય કરતી આવે છે અને ક્રમાનુસાર પાછી અદૃશ્ય થઇ જાય છે. વિવિધ રંગ, રાગ, સ્વર અને મધુર સૌગંધ, વિશ્વના એ ઉછળતા આનંદ ફુવારામાં પોતાની અગણિત અંજલિયો રેડે છે. અજસ્ર જલધારારૂપે એક સરખી એ આનંદસિંધુમાં ઠલવાય છે. એ આનંદ સર્વત્ર પથરાય છે, અનુભવાય છે અને દરેક ક્ષણે પાછો વિખરાઇ સૂકાઈને વિલય પામતો જાય છે !

— ૭૧ —

હું અથવા મ્હારો અહંભાવ વ્યાપકરૂપે સર્વત્ર ભરેલો

છે; એ વ્યાપકતાનું મ્હારાથી બને તેટલું સાર્થક કરી લેવું અને તેને સર્વ દિશામાં ઉપયોગમાં લેવું. આવી રીતનું ત્હારૂં જે મૂળ શુદ્ધ સ્વરૂપ, ત્હારૂં શુભ્ર તેજ, અને ત્હારી રૂપછટા ભરી અવ્યક્ત લીલાઉપર વિવિધરંગી છાયા પાથરવી, એજ ત્હારી માયા છે—ત્હેનાજ બધા ઠાઠ છે.

ત્હારા પોતાના સ્વરૂપમાંજ તું ભેદના પડદા બાંધે છે અને પછી એ બધાં ત્હારાં ભિન્ન ભિન્ન રૂપમાંથી લક્ષાવધિ સુર ઉત્પન્ન કરે છે. ત્હેમને નાના પ્રકારનાં નવાં નવાં નામ દઇને બોલાવે છે. આવા ત્હારા આત્મવિચ્છેદનોજ એક અંશ મ્હારાં શરીરનું અસ્તિત્વ ધારણ કરે છે; અર્થાત્ ત્હારાં સ્વરૂપનું ત્હેં પોતે કરેલું પૃથક્કરણ તેજ મ્હારૂં વ્યક્ત સ્વરૂપ છે.

વિશાળ આકાશમાં એ માર્મિક, ઝેરી, હૃદયભેદક ગાયનના પડઘા પડી રહ્યા છે! અને તેઓ નાના પ્રકારનાં રંગ રૂપ ધારણ કરી, આંસુઓ અને હાસ્યરૂપે, ભય અને આશા રૂપે, દર્શન દે છે. તરંગો ઉઠે છે અને તરત પાછા લય પામે છે! અનેક સમણાં અચાનક આવિર્ભાવ પામે છે—આકાર ધારણ કરે છે—અને પળમાં પાછાં હતાં ન હતાં થઈ જાય છે! મ્હારા હૃદયપ્રદેશમાં તુંજ ત્હારો પોતાનો પરાભવ કરી રહ્યો છે! આ પડદો ત્હેં જે ઉભો કર્યો છે તેના ઉપર રાત્રિ અને દિવસની પીંછીવડે અગણિત આકારો તેમજ ચિત્રો ત્હેં દોરેલાં છે. ત્હેની પાછળ ત્હારૂં આસન વિસ્મય-

રૂપ રહસ્યોની, તૃતિયાના ચંદ્ર જેવી વક્રાકૃતિમાં, વિવિધ તંતુવડે વણેલું છે. ત્હેમાં શુષ્ક અથવા અનુપયુક્ત એવા સરળતાનાં સર્વ તંતુઓને દૂર રાખવામાં આવ્યા છે.–છોડી દેવામાં આવ્યા છે.

'મ્હારી.' અને 'ત્હારી' મહત્વાકાંક્ષાઓના મ્હોટા તમાસા–પ્રચંડ પ્રદર્શન વડે–અને મ્હોટી ભાવનાઓ વડે આ વિશાળ આકાશ છવાઇ ગયું છે. ત્હારા અને મ્હારા ધ્વનિ પ્રતિધ્વનિ વડે વાતાવરણ ધમધમી ઉઠયું છે અને 'મ્હારી' તેમજ 'ત્હારી' વચ્ચે સંતાકુકડીની રમત જેવી છૂપાઇ જવાની અને પાછા શોધી કાઢવાની રમત ગમત–લીલા–માંજ અનેક યુગ વીતી ગયા ! હજુ કોણ જાણે કેટલા જશે ?

— ૭૨ —

મ્હારા હ્રુદયના હ્રુદયમાં અન્તર્યામીરૂપે છૂપાઈ રહેલા તેઓ પોતેજ ઉંડા અદ્રશ્ય સ્પર્શવડે મ્હારા જીવાત્માને જગાડે છે.

મ્હારી આંખોમાં મોહનું જાદુ ભર્યું તેજ આંજે છે, માયાનો પડદો પણ તેજ પાથરે છે. અને હર્ષ તેમજ શોકના વિવિધ પ્રકારના ચ્હડતાં–ઉતરતાં અલૌકિક તાન સાથે મ્હારી હ્રુદયવીણાના તાર ઉપર આનંદથી સંગીતના સૂર છોડીને ગાન ગજાવે છે, તે એજ છે !

માયાની આ અતકર્યજાળ તેજ ગુંથે છે, વળી ત્હેમાં સોનેરી, રૂપેરી, વાદળી અને લીલા, ઘડીયે ઘડીયે બદલાતા,

અનેક રંગો પણ તેજ પૂરે છે ! એ જાળનાં તળીયાંમાંથી ત્હેના સળ વચ્ચે, જરા દેખાય એવી રીતે તે પોતાના ચરણ-કમલ બહાર કાઢે છે, જેનો સ્પર્શ માત્ર થતાં, હું મ્હને પોતાને એકાએક ભૂલી જાઉં છું !

દિવસો એક પછી એક આવે છે, અને યુગ પછી યુગ વીતી જાય છે. પણ તેજ અનેક નામરૂપ વડે તેમજ સુખ–દુઃખની વિવિધ વૃત્તિયોદ્વારા મ્હારા હૃદયને હલમ-લાવી દે છે ! અર્થાત્ મ્હારા આત્માને, વિવિધનામ, રૂપ, આભરણ, દર્શન, હર્ષ, તેમજ શોકના અનેક ઉભરાવડે વિવિધ ગતિ તેજ આપે છે !

— ૭૩ —

ત્યાગ અથવા સંન્યાસમાં મ્હારો મોક્ષ નથી. મ્હને એવો મોક્ષ રૂચતો નથી. હર્ષ ભર્યાં હજારો બંધનમાં હું સ્વતંત્રતા–મુક્તિનું આલિંગન અનુભવું છું.

આ મ્હારા માટીના ઘડામાં મ્હારે માટે ત્હારા પ્રેમ-મધનો વિવિધ રંગ–સુગંધભીનો તાજો અને મધુર પ્રવા-હિત પદાર્થ અખંડ રેડીને એ વાસણને કાંઠા સૂધી ભરી દે છે !

મ્હારૂં જગત્, ત્હેના જૂદા જૂદા સેંકડો દીવાઓ ત્હારી દીપશિખામાંથી પ્રકટ કરશે અને ત્હારા દિવ્ય મંદિ-રમાંની યજ્ઞવેદી આગળ એ બધા દીવા ધરાવશે.

ના, મ્હારી જ્ઞાનેન્દ્રિય–બુદ્ધિનાં બધાં બારણાં હું કદિ



कवि रवीन्द्रनाथ.

( युवावस्थानी छबि, )

Manoranjan Press,
Girgaon Bombay.

પણ બંધ નહિ કરૂં. દૃષ્ટિ, શ્રુતિ અને સ્પર્શવડે પ્રાપ્ત થતો આનંદ ત્હારા આનંદનેજ ધારણ કરશે !

હા, મ્હારાં તાર્કિક અને માયાવી દ્રશ્યો, આનંદની ઝળહળતી જ્યોતિમાં બળી જશે, અને મ્હારી બધી કામનાઓનું નિષ્કામ પ્રેમમાં પરિણામ આવશે—મ્હારા સકળ મનોરથોને ભક્તિનાં પરિપકવ ફળ આવશે.

— ૭૪ —

દિવસનો પ્રકાશ જતો રહ્યો છે. સંધ્યાની છાયા પૃથ્વી ઉપર પ્રસરવા લાગી છે. સરિતાતીરેથી પાણી ભરી લાવવાનો સમય થયો છે.

જળનાં સકરૂણ સંગીતથી સાંજની હવા આજે આતુર અને ઉદાસ બની રહી છે. એ ઝાંખા પ્રકાશમાં બહાર આવવાને તે મ્હને બોલાવી રહી છે. નિર્જન ગલીઓમાં કે શૂન્ય રસ્તાઓમાં કોઈ જતું આવતું જણાતું નથી. પવન જોરથી ફૂંકે છે, અને નદીના જળમાં તરંગ લીલાનો કલકલ નાદ મચી રહ્યો છે.

હું ઘેર પાછી આવીશ કે નહિ, તે કંઈ હું જાણુતી નથી, તેમ વાટમાં મ્હને ત્યાં કોણ મળશે એ પણ હું કંઈ જાણુતી નથી. નદીના પ્રવાહપર તરતી ન્હાની સરખી હોડીમાં બેસીને આ વખતે કોઈ અપરિચિત મનુષ્ય પોતાની જાદુઈ વીણા વગાડી રહ્યો છે.

— ૭૫ —

અમને નાશવંત પ્રાણીઓને ત્હારા તરફથી મળતી ભેટો સુખરૂપ નીવડે છે. અમારી સઘળી જરૂરિયાતો પૂરી પાડીને અમને તું સંતુષ્ટ કરે છે તેમ છતાં પણ લેશ માત્ર ઓછી થયા વિના એ બધી ત્હારા તરફ પાછી ચાલી જાય છે.

નદીને પોતાનું હંમેશનું કામ પૂરૂં કરવાનું હોય છે. ક્ષેત્રો તેમજ ગામડાંઓને પાણી પાઈને પરિતૃપ્ત કરતી તે શીઘ્રગતિએ આગળ ચાલી જાય છે, છતાં પણ ત્હેનાં અનંત ઝરણાંનો અખંડ પ્રવાહ, ત્હારા ચરણકમળનું પ્રક્ષાલન કરવા માટે ત્હારા તરફ વળ્યા વગર રહેતો નથી!

ફૂલડાં પોતાના સૌગંધવડે વાતાવરણને મ્હેંકાવી દે છે, પણ ત્હેમની છેલ્લી સેવા તો ત્હારા ચરણમાં ત્હેનું પોતાનું સર્વસ્વ સમર્પણ કરવામાંજ સમાયલી છે. ત્હેમનો અંતિમ હેતુજ એ છે કે ત્હારા ચરણમાં પોતાનું આત્મદાન કરવું!

ત્હારી સેવા–પૂજા, જગત્‌ને કદિ પણ ગરીબ બનાવતી નથી. સર્વસ્વ સમર્પણ કરવાથી ત્હેમનું ઓછું થવાને બદલે વૃદ્ધિજ પામે છે!

કવિનાં કાવ્યો, રચના, તેમજ શબ્દોનો મનુષ્યો ભલે પોતાને મનમાનતો અર્થ કરે, પણ ત્હેના છેલ્લા અર્થમાં તો વસ્તુનિર્દેશ રૂપે તુંજ સમાયલો છે-કાવ્ય માત્રનો અંતિમ ઉદ્દેશ તુંજ છે!

— ૭૬ —

હે મ્હારા જીવનના જીવન! મ્હારા જીવિતેશ્વર! દિવસ પછી દિવસ વીતે છે! શું હું મુખ સ્હામે મુખ રાખીને કદિ પણ ત્હારી સન્મુખ ઉભો રહી શકીશ? નિરંતર ત્હમારાં ચરણસમીપ ઉભો રહેવાથી ત્હમારાં પ્રત્યક્ષ દર્શન થશે કે? સમગ્ર બ્રહ્માંડના સ્વામિન્! જોડેલા બન્ને હાથવડે શું હું કદિ પણ મુખ સ્હામે મુખ રાખીને ત્હારી સેવામાં ઉભો રહી શકીશ? અને હાથ જોડીને ચરણમાં ઉભા રહેવાથી ત્હારો સાક્ષાત્કાર થશે કે?

ત્હારાં વિશાળ આકાશ નીચે શાન્ત, નિર્જન, એકાંતમાં નમી પડતા હૃદયે શું હું કદિ પણ મુખ સ્હામું મુખ રાખીને ત્હારી સેવામાં હાજર થઇ શકીશ? એવી રીતે નમ્ર હૃદયથી ઉભો રહું તો મ્હને ત્હારા મુખકમળનું દર્શન થશે કે?

આ ત્હારા અનેક જંજાળ ભર્યાં કલેશબહુલ જગત્માં વિવાદ, વિસંવાદ, અને પરિશ્રમના તોફાનથી ગાજી રહેલા જગત્માં—દોડાદોડી કરતાં લોકોનાં ટોળાંમાં શું હું કદિ પણ મુખ સ્હામે મુખ રાખીને ત્હારા સન્મુખ ઉભો રહી શકીશ? શું એ વિશાળ જનસમુદાયમાં ઉભો રહીને હું કદિ પણ ત્હારાં પ્રત્યક્ષ દર્શન કરી શકીશ?

અને જ્યારે અહિંનું મ્હારૂં કર્તવ્યકર્મ પરિપૂર્ણ થશે, ત્યારે ઓ રાજરાજેન્દ્ર! નિ:શબ્દ–સ્તબ્ધ–મુંગે મ્હોડે એકલો કદિ પણ હું મુખ સ્હામું મુખ રાખીને ત્હારી

સન્મુખ શું ઉભો રહી શકીશ ? શું ત્યારે ત્હારા મુખકમલનું મ્હને પ્રત્યક્ષ દર્શન થઈ શકશે કે ?

— ૭૭ —

હું ત્હને મ્હારો પ્રભુ જાણું છું, છતાં દૂર ઉભો છું અને ત્હને મ્હારો પોતાનો સમજતો નથી ત્યારે નજીક આવું છું ! હું ત્હને મ્હારો પોતાનો પિતા સમજું છું અને ચરણમાં પ્રણિપાત કરૂં છું; પણ એક મ્હારા સાચા મિત્ર તરીકે ત્હારા હાથમાં હાથ ઘાલીને ચાલવું જોઈએ તેમ હું કરતો નથી.

જે સ્થાને તું ઉતરીને આવે છે અને તું મ્હારો છે એ વાતનો જ્યાં સ્વીકાર કરે છે, ત્યાં ત્હને મ્હારા હૃદયમાં ચાંપવાને અને મ્હારા સાથી તરીકે સ્વીકારવાને હું હિમ્મતથી ઉભો રહી શકતો નથી.

મ્હારા બન્ધુવર્ગમાં તું મ્હારો બન્ધુ છે, છતાં પણ હું ત્હેમની દરકાર કરતો નથી ! મ્હને જે કાંઇ મળે તે, તું તેમનામાંજ રહે છે એમ સ્હમજીને મ્હારા સર્વસ્વમાંથી ત્હને ભાગ આપવાના હેતુથી, હું ત્હેમને કંઇ પણ વ્હેંચી આપતો નથી.

હર્ષ અને શોકમાં, સુખ અને દુઃખમાં, હું ત્હમારા માનવબન્ધુઓની સહાય્યમાં ઉભો રહેતો નથી, અને એથીજ હું ત્હારી પાસે ઉભો રહી શકતો નથી. બીજાને માટે મ્હારૂં જીવન અર્પણ કરવાને હું અચકાઉં છું અને તેથીજ ત્હારા

જ્યોતિરૂપ અનન્તજીવનનાં જળનીધિમાં હું નિઃસંકોચ હું ડૂબકી મારી શકતો નથી.

— ૭૮ —

જગતની ઉત્પત્તિ વખતે જ્યારે સૃષ્ટિ નવી હતી અને બધા તારાઓ પોતાના પહેલવહેલા નવા અને તાજા ભભકાથી ચળકતા હતા, ત્યારે દેવતાઓએ આકાશમાં એક સભા ભરી અને એ નવી સૃષ્ટિને જોઇને ત્હેનો મહિમા ગાવા લાગ્યા. પૂર્ણતાની પ્રતિમાનું સર્વાંગે સંપૂર્ણ ચિત્ર! અખંડાનંદનું સાક્ષાત્ સ્વરૂપ!

પણ એટલામાં એકાએક બૂમ સંભળાઈ કે, આ ચળકતાં તારામંડળની સાંકળમાં કયાંક તૂટ પડેલી જણાય છે! તેમાંનો એક તારો ગુમ થયેલો જણાય છે!

ત્હેમની વીણાનો એક સોનેરી તાર તૂટી ગયો, ત્હેમનું સંગીત અટકી પડયું, અને તેઓ ખેદથી પોકાર કરવા લાગ્યા કે,—" ખરેખર! તે લુપ્ત થયેલો તારો સર્વોત્તમ હતો. સમગ્ર ગગનમંડળમાં તે એક અનુપમ ગૌરવરૂપ હતો."

એજ દિવસથી એ ગુમ થયલા તારાની શોધ નિરંતર ચાલુ છે! એક તારાથી બીજા તારા સૂધી, એ સમગ્ર તારામંડળમાં એક સરખું રૂદન ચાલી રહ્યું છે કે,—" એ ગુમ થયેલા તારા સાથે જગતનો ખાસ આનન્દ ઉડી ગયો છે."

રાત્રિની ગાઢ શાન્તિ જ્યારે ફેલાઈ રહે છે, ત્યારેજ માત્ર તારાઓ હાસ્ય કરે છે, જાણે તેઓ ધીમે ધીમે વાત-

ચીત કરતા જણાય છે! ત્હેમની વાતોનો મર્મ એજ છે કે,– "આ બધી દોડધામ અને શોધ વૃથા છે; અને સઘળા પદાર્થો ઉપર અખંડ પરિપૂર્ણતા વિરાજી રહી છે!"

— ૭૯ —

મ્હારા આ જીવનમાં ત્હારૂં દર્શન કરવાનું સદ્‌ભાગ્ય સર્જ્યું નાં જ હોય તો, પછી એટલી તો કૃપા કર કે મ્હને ત્હારૂં દર્શન થયું નથી, હું ત્હારા દિદારથી વંચિત રહ્યો છું, એ સત્ય હંમેશા પ્રતિક્ષણે મ્હને યાદ રહે અને ત્હેનું દુઃખ મ્હારા હૃદયમાં જાગૃત રહે! એ વિયોગદશા હું ક્ષણ પણ વિસરૂં નહિં, અને મ્હારાં એ વિરહદર્દના ખેદકારક ઉંડા ઘા જાગૃત અવસ્થાના વિચારોમાં, તેમજ નિદ્રાવસ્થાના સ્વપ્નોમાં, હંમેશા હું સહેતોજ રહું, ત્હેને માટે નિઃશ્વાસ ભરતો રહું, એટલી તો કૃપા કર!

આ જગત્‌ની બજારમાં જ્યાં નિરંતર ભારે ઠઠ જામેલી છે, ત્યાં હું મ્હારા દિવસો પસાર કરૂં છું, ત્યારે તેમજ હંમેશના નિર્માલ્ય પાર્થિવ લાભના મુઠ્ઠાથી મ્હારા હાથ ભરાઈ રહે છે, ત્યારે મ્હને હંમેશા સ્મરણ રહો કે, ખરેખર મ્હેં કંઈ પણ મેળવ્યું નથી. એક ક્ષણ પણ વિસ્મરણ થયા વિના, જાગૃત અવસ્થાનાં વિચારોમાં અને નિદ્રિત અવસ્થાના સ્વપ્નોમાં, હૃદયમાં ખૂંચતા શૈલ્યોનો એ બોજો હું હંમેશા સહન કરૂં એટલી કૃપા વર્ષાવ.

જ્યારે હું થાકીને હાંફતો હાંફતો રસ્તાની બાજુએ

આરામ લેવા બેસું, અને જ્યારે હું ધૂળવાળી જમીન ઉપર મ્હારી સાદી પથારી પાથરૂં, ત્યારે મ્હને હંમેશા સ્મરણ રહો કે હજી મ્હારો લાંબો પ્રવાસ બાકી છે! એક ક્ષણ પણ મ્હને વિસ્મરણ ના થાઓ, અને દિવસના વિચારો તેમજ રાત્રિના સ્વપ્નામાં એ દર્દના મ્હારા હૃદયમાં ભોંકાતા કાંટા, ત્હેના ઘા, અને ત્હેનાં દુઃખનો બોજો હું સર્વદા સહન કરતો રહું.

જ્યારે મ્હારૂં મન્દિર સારી રીતે શણગારેલું હોય, વીણા અને સંગીતના સૂર ગાજી રહ્યા હોય અને હાસ્ય ધ્વનિ મ્હોટેથી ચાલી રહ્યા હોય, ત્યારે મ્હને સ્મરણ રહો કે, મ્હેં કંઇ ત્હને મ્હારે ઘેર આમંત્રણ કર્યું નથી. એક ક્ષણ પણ ત્હેનું મ્હને વિસ્મરણ ના થાઓ. મ્હારી જાગૃતિ અને સ્વપ્નાવસ્થામાં આ દુઃખ અને શોકનું દર્દ હું હંમેશાં સહન કરતો રહું એવું કરો.

— ૮૦ —

ઓ કીર્તિ અને ગૌરવના તેજસ્વી સૂર્ય! મ્હારૂં જીવન આ જગત્‌માં શિશિર ઋતુના આકાશના વ્યર્થ ભટકતા એકાદ મેઘખંડ–વાદળ–જેવું નિરર્થક છે. ત્હારા સ્પર્શવડે મ્હારી ચેતન વરાળમાં હજી દ્રવ ઉત્પન્ન થયો નથી, ત્હારાં પ્રકાશ સાથે હું મળી ગયો નથી, અને તેથી ત્હારા વિયોગના મહિના અને વર્ષ ગણતો હું વિષમ વિરહદશા ભોગવું છું.

જો ત્હારી એવીજ ઇચ્છા હોય તો, અને ત્હારી એવીજ

લીલા હોય તો, મ્હારી આ વહી જતી—ઉડતી—પોકળ સ્થિતિ તું લઇ લે. ત્હેમાં વિવિધ રંગ પૂર. ત્હેનાપર સોનેરી ઓપ ચ્હડાવ, ત્હેને રમત કરતા, વ્હેતા, વાયુ ઉપર તરતી મૂક. અને વિવિધ વિસ્મયના ભંડારમાં ત્હેને પાથરી દે.

અને ફરીથી જ્યારે રાતની વખતે આ લીલા પૂરી કરવાનો ત્હારી ઇચ્છા થાય, ત્યારે હું પીગળી, દ્રવીને, અંધકારમાં ડૂબી જઇશ, અથવા તો પ્રભાતની નિર્મળ પવિત્રતાવાળી ઉજળી શીતળતાના હાસ્યમાં મળી જઇશ.

— ૮૧ —

ઘણા પ્રમાદવશ દિવસોમાં હું ગુમાવેલા સમયનો દુઃખભરેલો વિચાર કરૂં છું. પણ મ્હારા પ્રભુ! વિચારી જોતાં એ સમય કદિ પણ મ્હને ગુમાવેલો જણાતો નથી, કેમકે મ્હારા જીવનની પ્રત્યેક પળ, તેં ત્હારા પોતાના હાથમાંજ સાચવી રાખી છે.

વસ્તુઓના મર્મભાગમાં છૂપાઇને તું સવનો વિકાસ કરે છે. બીજમાંથી અંકુર, અંકુરમાંથી પર્ણ, પર્ણમાંથી કળી, કળીમાંથી પુષ્પ અને વિકસિત પુષ્પદળમાંથી ત્હેની પરિપકવ ફળદ્રુપ સ્થિતિ, ગુપ્ત રહીને તુંજ ઘડયા કરે છે!

હું થાકી કંટાળીને મ્હારી પ્રમાદશૈય્યામાં પડયો પડયો વિચાર કરતો હતો કે, જગત્‌માં બધું કામ આ વખતે બંધ છે. પણ સવારમાં હું ઉઠયો ત્યારે જોયું કે મ્હારૂં ઉપવન વિવિધ રંગના ખીલેલાં પુષ્પો વડે ઉભરાઇ રહ્યું છે! કેવું આશ્ચર્ય ? !

— ૮૨ —

સમય ત્હારા હાથમાં અનંત છે, મ્હારા પ્રભુ ! અને ત્હારા અધિકારની ક્ષણને કોઇ ગણી શકે તેમ નથી.

દિવસો અને રાત્રિઓ વહી જાય છે. એકપછી એક એવા અનેક યુગો, પુષ્પોની પેઠે ખીલે છે અને કરમાય છે; પરંતુ કેવી રીતે રાહ જોવી એ તું સારી રીતે જાણે છે.

ત્હારાં શતકો, અનુક્રમે એક પછી એક વનમાં વિકસેલાં—ઉગેલાં—ન્હાનાં પુષ્પોને વિકસિત કરતાં વીતે છે !

આપણે સમય ગુમાવતા બેસી રહેવું ન જોઇએ. આપણા હાથમાં સમય ન હોવાથી, આપણાં ભાગ્યના યોગ માટે આપણે શીઘ્ર ઉદ્યોગ કરવો જોઇએ. સમયનું ધન મેળવવામાં આપણે એટલા બધા ગરીબ છીએ કે, વ્યર્થ વખત વિતાવી કદિ પણ આપણે મોડું કરવું ન જોઇએ.

અને આવી રીતે સમય વહી જાય છે. એ સમય લેવાને જે કોઇ વાતોડીઆ મ્હારી પાસે આવે, ત્હેમને હું ઉત્તર આપ્યા કરૂંછું અને ત્હારી પૂજાના સાહિત્યો વિના, ખાલી હાથે છેક છેલ્લી ઘડી સૂધી, હું ત્હારા મન્દિરમાં અફ્સોસ કરતો ઉભો છું !

દિવસનો અસ્ત થતો જોઇને, વખતે ત્હારાં દ્વાર બંધ નહીં થઇ જાય, એવા ભયથી હું ઉતાવળી ગતિએ ચાલું છું; પરન્તુ મ્હને જણાય છે કે, હજી પણ સમય બાકી છે.

— ૮૩ —

માતા ! મ્હારાં ખેદનાં અશ્રુઓવડે ત્હારા કંઠમાં પહેરાવવાને હું એક મોતીની માળા ગુંથીશ.

ત્હારાં ચરણુકમળને શોભાવવાને તારામંડળે તેજસ્વી ચળકતાં સુવર્ણમય નુપૂર બનાવ્યાં છે, પણ મ્હારી માળા તો ત્હારા હૃદય ઉપરજ રહેશે.

કનક અને કીર્તિ અમને ત્હારી પાસેથી મળે છે અને તે આપવી અથવા ખેંચી લેવી, એ બધું ત્હારી સત્તાનેજ આધીન છે; પણ આ મ્હારો શોક અને આ મ્હારાં આંસુ, એ તો મ્હારી પોતાની સંપત્તિ છે. ત્હેનાપર મ્હારો સંપૂર્ણ હક્ક છે. ત્હારી સેવાનાં સાહિત્યરૂપે જ્યારે હું એ અશ્રુમાલિકા, ત્હારાં ચરણમાં ધરૂં છું, ત્યારે તું મ્હને કૃપાકટાક્ષથી હસાવે છે.

— ૮૪ —

વિશ્વવ્યાપી વિરહવેદના સમગ્ર જગત્‌માં ફેલાઇ રહે છે, અને અનંત આકાશમાં તે અગણિત આકૃતિઓ ઉત્પન્ન કરે છે.

એજ વિરહવેદના, આખી રાત આંસુ સારતી મુંગે મ્હોડે એક ગ્રહથી બીજા ગ્રહ અને એક નક્ષત્રથી બીજા નક્ષત્ર તરફ ખિન્ન નજરે જોયા કરે છે; અને આષાઢ-શ્રાવણના જળભીના અંધકારમાં પાંદડાંના ધીમા ખડખડાટ દ્વારા તે સકરૂણ રૂદન ચલાવી રહે છે.

એ સર્વવ્યાપી, વિરહવેદનાજ ઘટ્ટ થઇને પ્રેમ તેમજ

કામનાનું રૂપ પામે છે અને માનવીના ઘરસંસારમાં સુખ અને દુઃખ—હર્ષ અને શોક—ને ઉત્પન્ન કરે છે. વળી એ વિરહવેદનાજ મ્હારા કવિહૃદયમાંથી ફૂટી નીકળતાં કાવ્યમાં દ્રવે છે—દ્રવીને એક સરખી વહે છે.

— ૮૫ —

જ્યારે વીર યોદ્ધાઓ પોતાના સ્વામીના દરબારમાંથી પહેલવહેલા બહાર આવ્યા, ત્યારે શું તેમની શક્તિ છૂપાઇ રહી હતી? ત્હેમનાં બખ્તર અને ત્હેમનાં હથિયાર એ વખતે કયાં હતાં?

તેઓ નિરાધાર અને દીન દેખાતા હતા; જે દહાડે તેઓ પોતાના માલીકના દરબારમાંથી બહાર આવ્યા ત્યારે ત્હેમના પર તીરોનો વરસાદ વરસતો હતો!

એ વીરપુરૂષો પોતાના સ્વામીના મહેલ તરફ પાછી કૂચ કરવા લાગ્યા, ત્યારે તેઓએ પોતાની શક્તિ કયાં છૂપાવી દીધી?

તેઓએ તલવાર નીચે મૂકી દીધી હતી, અને તીર-કામઠાં દૂર ફેંકી દીધાં હતાં. ત્હેમનાં કપાળ ઉપર શાન્તિ અને સન્ધિના મંત્રો લખેલા હતા. અને જે દિવસે તેઓએ પોતાના માલીકના ઘર તરફ પાછી કૂચ શરૂ કરી, તે દિવસે જીવનમાં કરેલાં કર્મોનાં ફળ પણ તેમણે પોતાની પાછળ છોડી દીધાં હતાં.

— ૮૬ —

યમરાજ! ત્હારો દૂત મ્હારે આંગણે આવી ઉભો છે.

તે અજ્ઞાત સમુદ્રને તરીને અહીં આવ્યો છે અને મ્હારે ઘેરથી મ્હને બોલાવી જવાનો ત્હારો સંદેશો લાવ્યો છે.

રાત્રિ અંધારી છે, અને મ્હારૂં હૃદય ભયભીત છે,– છતાં પણ હું દીવો લઈને ત્હેની સ્હામે જઈશ; મ્હારાં બારણાં ઉઘાડીશ, અને નમનપૂર્વક હું ત્હેનો આદર કરીશ. યમરાજ! મ્હારે આંગણે આવીને ઉભો છે એ ત્હારો દૂત છે.

હાથ જોડીને હું ત્હેની પૂજા કરીશ, અને આંસુ વર્ષાવીને હું ત્હેના પગ ધોઈશ. મ્હારા હૃદયનો ખજાનો ત્હેના ચરણમાં મૂકીને હું ત્હેનો સાદર સેવાસત્કાર કરીશ.

પોતાના સંદેશાનું પાલન કરીને અને બીજી સવારને માટે ઝાંખો પડછાયો મૂકીને એ દૂત પાછો જશે. એ વખતે મ્હારાં લૂટાયેલાં નિર્જન ઘરમાં મ્હારો એકલો આત્મા ત્હારી પૂજાના છેલ્લા સાહિત્યરૂપે માત્ર ત્યાંજ રહેશે.

— ૮૭ —

આશાના સાહસમાં હું ત્હેની શોધ કરવા જાઉં છું અને મ્હારા ઘરના ખૂણે ખૂણા તપાસી વળું છું; પણ તે મ્હારી નજરે પડતી નથી.

મ્હારૂં ઘર ન્હાનું છે અને એક વખત તેમાંથી જે ગુમ થયું, તે કદિ પણ પાછું મળતું નથી.

પણ વિશાળ અને અનન્ત છે ત્હારો રાજમહેલ મ્હારા પ્રભુ! તેથીજ ત્હેની શોધમાં હું આવી પહોંચ્યો છું આ ત્હારાં દિવ્ય ધામને દ્વાર!

હું આવીને ઉભો છું ત્હારી સંધ્યાના આકાશરૂપી સોનેરી વર્તુલ નીચે, અને મ્હારી આતુર આંખો નિહાળે છે ત્હારી મધુર મુખમુદ્રાને !

હું અનન્ત સત્તાને કિનારે આવી પહોંચ્યો છું, ત્યાં કંઇ પણ વિનાશ પામી શકતું નથી ! કોઇ આશા, કોઇ સુખ, કોઇ સ્વપ્ન, કોઇ દ્રશ્ય, કોઈ મુખમુદ્રાની છબિ ત્યાં આંસુભીની જોવામાં આવતી નથી.

અહા ! મ્હારા જીવનને એ સમુદ્રમાં ઝબોળી દે. છેક ત્હેના તળીયાં સૂધી મ્હારાં હૃદયને ઉતારી દે. સમગ્ર બ્રહ્માંડની સર્વવ્યાપી એકતામાં, અભેદનો ભૂલાઇ ગયેલો એ મધુર સ્પર્શ, મ્હને એક વખત અનુભવી લેવા દે.

— ૮૮ —

જીર્ણ થયેલાં મન્દિરના દેવતા ! આ વીણાના તૂટેલા તાર ત્હારો મહિમા હવે ગાઇ શકતા નથી. સંધ્યાકાળની આરતિનો ઘંટાનાદ ત્હારી પૂજાનો સમયસંકેત સંભળાવતો નથી, અને ત્હારી આસપાસનું વાતાવરણ શાન્ત–નિસ્તબ્ધ છે.

ત્હારાં ઉજડ થયેલાં મન્દિરમાં વસન્તની મધુર મધુર વાયુલહરિયો અહિં તહિં સંચાર કરતી, ૠતુરાજને યોગે શીતલતા પાથરે છે; પુષ્પો ખીલ્યાં છે, ત્હેનો સંદેશો તેઓ આપે છે, પણ એ ફૂલો ત્હારાં ચરણમાં ધરવાને માટે નિર્માણ થયાં હોય એમ જણાતું નથી !

ત્હારો જૂના સમયનો પૂજારી, પોતાને હજી સૂધી

ત્હારી જે કૃપા પ્રાપ્ત નથી થઇ, ત્હેની આતુરતાથી-ઇશ્
પૂર્વક-યાચના કરતો મહિં તહિં ભટકતો ફરે છે. સંધ્યા
ઝાંખી છાયામાં ધૂળભરી કાળાશે પોતાનું સામ્રાજ્ય સ્થાપ
કર્યું છે, પ્રકાશ અને છાયા પણ ત્હેમાંજ મળી જતાં જણ
છે; ત્યારે એ જૂનો ઉપાસક થાકીપાકીને પાછો ખળભ
ગયેલાં પેલાં જીર્ણ મન્દિરમાં આવે છે. ક્ષુધાની આગ
તે વ્યાકુળ બન્યો છે.

ઘણા મહોત્સવના ભવ્ય દિવસો, ત્હારી સ્હામે ગુપચ
આવે છે, ઓ જીર્ણ મન્દિરના દેવતા ! અને ઘણીએ પૂજા
રાત્રિઓ દીવાનો પ્રકાશ જોયા વિના ઝાંખે મ્હોડે પાછી ચા
જાય છે; પણ ત્હારૂં પૂજન કોઈ કરતું નથી !

ઘણી નવી નવી મૂર્ત્તિઓ કપટકળાના પ્રવીણ જ
તરફથી બનાવવામાં આવે છે, ઘણાં નવાં નવાં દેવાલ
તેઓ બાંધે છે અને જ્યારે પાછો ત્હેમનો સમય આવે
ત્યારે વિસ્મૃતિગંગાનાં વહેતાં ઝરણાંમાં એ બધાં ઘ
ડાઈ જાય છે !

માત્ર એ જીર્ણમન્દિરનો દેવતા અપૂજ્ય હાલતમ
અનંત ઉપેક્ષાની સ્હામે ત્યાં એકલો જગતના વિવિધ
જોતો બેસી રહે છે !

— ૮૯ —

મ્હારા સ્વામીની ઇચ્છા છે કે, હવેથી મ્હારે મં
મ્હોટા ઠાઠમાઠ અને ઘોંઘાટવાળા શબ્દો નીકળશે ન

હવેથી હું મંદમંદ વાતો કરૂં છું. મ્હારા હૃદયમાં વસેલા વાગ્દેવતા હવેથી ગાયનના ધીમા તાનમાં દર્શન દે છે.

મનુષ્યો બાદશાહી બજારમાં ઉતાવળા ચાલ્યા જાય છે, ક્રય અને વિક્રય કરનારા–વેચનારા અને ખરીદનારા–બધા ત્યાં એકઠા થાય છે; પણ મ્હને આવા કામકાજના દબાણમાંથી મધ્યાન્હકાળે અકાળે રજા મળી છે!

અત્યારે મ્હારાં ઉપવનમાં જો કે, યોગ્ય સમય થયો નથી, તો પણ પુષ્પો ઉગશે અને ખરે બપોરે ઘૂમતી મધમાંખીઓ તેમજ ભમરાઓ પોતાનો ગુંજારવ ત્યાં ચાલુ કરશે.

સત્ અને અસત્, શુભ અને અશુભ, સારૂં અને નઠારૂં, એવા એવા ઝગડામાં મ્હારો ઘણો સમય વીતી ગયો, પણ નિષ્કામ સમયના મ્હારા સાથીની એવી મરજી છે કે, મ્હારે તો મ્હારૂં હૃદય હવે ત્હેનેજ સમર્પણ કરવું. આ સંદેશો એકાએક મ્હને શા કારણથી મળ્યો હશે, એ હું કંઇ જાણતો નથી!

— ૯૦ —

જે દિવસે મૃત્યુ આવીને ત્હારૂં બારણું ઠોકશે, તે દિવસે તું ત્હેને શું આપશે?

અરે! મ્હારા એ અતિથિની સ્હામે મ્હારા જીવનનો સંપૂર્ણ થાળ હું હાજર કરીશ. હું કદિ પણ ત્હેને ખાલી હાથે જવા નહિ દઉં.

ઉનાળા અને શિયાળાની ઋતુઓમાં ઉત્પન્ન થયેલો

કિંમતી પાક, મ્હારા ઉદ્યોગી જીવનની કીર્ત્તિ તેમજ કમાણી રૂપે, મ્હારા અસ્ત પામતા દિવસની છેલ્લી ઘડીયે, જ્યારે મૃત્યુ આવીને મ્હારૂં બારણું ઠોકશે ત્યારે હું ત્હેના ચરણમાં સમર્પણ કરીશ.

— ૯૧ —

જીવનની છેલ્લી પરિતૃપ્તિ! આયુષ્યની છેલ્લી પૂર્ણાહુતિ! ઓ મૃત્યુ! મ્હારા આદરના અતિથિ! યમરાજ! આવ, અને ધીમે સ્વરે બે ઘડી મ્હારી સાથે વાત કરી લે.

પ્રત્યેક દિવસે મ્હેં ત્હારી રાહ જોઇ છે, અને ત્હારે માટે સંભાળ રાખી છે. વળી ત્હારેજ માટે મ્હેં જીવનનાં આનન્દભર્યા અનેક દુઃખો વેઠયાં છે.

હું જે કાંઇ છું-મ્હારૂં જે કાંઈ છે,-વળી હું જે કાંઈ આશા રાખું છું, તે બધાની સાથે સંબંધ ધરાવતો મ્હારો પ્રેમ, એ સર્વ સાથે મળીને, આત્માની ગુપ્ત અદૃશ્ય ઉંડાણમાં હંમેશાં ત્હારા તરફ વહેતાં રહ્યાં છે. ત્હારાં નેત્રનો અને મ્હારાં જીવનનો છેલ્લો યોગ હંમેશને માટે ત્હારોજ થશે.

ફૂલો વીણવા અને ગુંથવામાં આવ્યાં છે. પુષ્પમાલાઓ વરરાજાને માટે તૈયાર થઇ છે. લગ્ન થયા પછી તરતજ નવપરણિતા કન્યા, ઘરનો પરિત્યાગ કરશે અને રાત્રિના એકાંત અંધકારમાં એકલી પોતાના સ્વામીને ભેટશે.

— ૯૨ —

હું જાણું છું કે એક દિવસ આવશે, જ્યારે મ્હારો



श्रीयुत रवीन्द्रनाथ गाय छे, तेमनी साथे तेमना
भाई श्रीयुत ज्योतिरिन्द्रनाथ पेटी वगाडे छे.

Manoranjan Press,
Girgaon Bombay.

આ દુનિયા સાથેનો સંબંધ અને મ્હારો દૈહિક દેખાવ વિલીન થઈ જશે. ચેતનાશક્તિ મુંગે મ્હોડે રજા લેશે અને મ્હારી આંખો ઉપર આખરનો અંધાર પડદો ફરી વળશે.

છતાં પણ હમ્મેશની પેઠે તારામંડળ સંત્રીરૂપે રાત્રિએ સૃષ્ટિનો પહેરો ભરશે, આગળની પેઠે ઉષાદેવી પ્રાતઃકાળમાં દર્શન દેશે, અને દિવસના કલાકો સમુદ્રના તરંગોની પેઠે સુખ અને દુઃખમય ભાવનાઓને ભવસાગરના કિનારાપર અફાળતા, નિયમિત નિઃશ્વાસ લેતા, ચાલતાજ રહેશે.

મ્હારા સમયના સીમાડાનો જ્યારે હું વિચાર કરૂં છું ત્યારે એ સમયનો અવરોધ તૂટી જાય છે. અને હું મૃત્યુના પ્રકાશમાં ત્હારી આ વિશાળ દુનિયાને ત્હેના ઉપેક્ષિત ખજાના સહિત દૃષ્ટિ સમક્ષ જોઈ શકું છું. કોઇકજ સ્થળે ત્હેનું અધમ આસન છે; અને કોઇકજ તેમાંનું નિકૃષ્ટ જીવન છે.

જે વસ્તુઓની હું વ્યર્થ ઈચ્છા કરતો હતો અને જે વસ્તુઓ મ્હને પ્રાપ્ત થઇ છે, તે સર્વનો લય થાઓ; પણ જે વસ્તુઓનો મ્હેં હંમેશાં તિરસ્કાર કર્યો, તેમજ જે વસ્તુઓની હું નિરંતર ઉપેક્ષા કરતો, એ વસ્તુઓજ મ્હારા અધિકારમાં પ્રાપ્ત થાઓ.

— ૯૩ —

મ્હને રજા મળી ચૂકી છે. બન્ધુઓ ! મ્હને મળો અને વિદાય આપો. હું ત્હમને સર્વને નમન કરૂં છું. અને

ત્હમારી પાસે છેવટની વિદાય માગું છું.

મ્હારા ઘરની ચાવીઓ હું પાછી ત્હમને સુપ્રત કરૂં છું અને મ્હારી મિલ્કત ઉપરનો સઘળો દાવો હું પાછો ખેંચી લઉં છું. હું માત્ર ત્હમારી પાસે છેવટના દયા ભરેલા–પ્રેમભીના–શબ્દોનીજ યાચના કરૂં છું.

બન્ધુઓ ! આપણે દીર્ઘ સમય સૂધી એક બીજાના પડોશી હતા, સ્નેહી અને સંબંધી હતા, એ સમયમાં મ્હેં આપ્યું ત્હેના કરતાં ઘણું મેળવ્યું છે. હવે પ્રભાત થયું છે, સૂર્યનાં કિરણો ઉગ્યાં છે, અને જે દીવો મ્હારા ઘરના અંધારા ખૂણાને પ્રકાશતો હતો તે ઝાંખો પડીને હવે બૂઝાઇ જવા લાગ્યો છે. મ્હને આજ્ઞા થઇ છે અને તેથીજ હું મ્હારા લાંબા પ્રવાસને માટે તૈયાર થયો છું !

— ૯૪ —

આપણા આ વિયોગને વખતે, અહિંથી પરસ્પર જૂદા પડતી વખતે, મ્હારા મિત્રો ! મ્હારી સદ્દગતિ થાય તેને માટે મ્હને આશીષ આપો. ઉષાના ઉજળા સ્પર્શવડે આકાશ ચળકી રહ્યું છે, અને મ્હારો માર્ગ સુંદર શોભા ધારણ કરી રહ્યો છે.

ત્યાં લઇ જવાને માટે મ્હારી સાથે મ્હેં શું લીધું છે, એ ત્હમે કોઇ પૂછતા નહિ. માત્ર આશા ભર્યું આતુર હૃદય અને ખાલી હાથ લઇને હું મ્હારો પ્રવાસ શરૂ કરૂં છું.

હું મ્હારા ગળામાં વરમાળા ધારણ કરીશ, સુંદર

પોષાક પ્હેરીશ, સામાન્ય પ્રવાસીના જેવો ઝાંખો–ભૂખરો પોષાક હું નહિ પ્હેરૂં. જો કે રસ્તામાં ભયનાં સ્થાન ઘણાં છે, છતાં મ્હારા મનમાં લેશ પણ ભય ઉત્પન્ન થતો નથી.

જ્યારે મ્હારો પ્રવાસ પૂરો થશે, ત્યારે સંધ્યાનો તારો ઉગશે, અને એ વખતની ઝાંખી છાયામાંથી ફૂટતા સંગીતના મધુરા સ્વરો, મ્હારા મહારાજાના દરબારને દરવાજે હૃદયભેદક તીણાં તાન છેડશે !

— ૯૫ —

જ્યારે આ જીવનના બારણામાં હું પહેલવહેલો પેઠો, ત્યારે આ ક્ષણની મ્હને કશી પણ ખબર ન્હોતી.

મધ્યરાત્રિએ જંગલમાં ખિલી નીકળતી કળિની પેઠે, આ વિશાળ, ભેદભરેલા સ્થાનમાં મ્હને કઈ શક્તિએ લાવી મૂક્યો ?

સ્હવારમાં મ્હેં બાલસૂર્યના પ્રકાશ તરફ નજર કરી, ત્યારે એકજ ક્ષણમાં મ્હને જણાયું કે, હું આ જગત્‌માં કંઇ છેક અપરિચિત નથી. કોઇ અદૃશ્યશક્તિ, નામ અને રૂપ વગરની કોઈ દિવ્યમૂર્ત્તિ, હું માતાના ઉદરમાં હતો ત્યારથીજ માતારૂપે મ્હને પોતાના હાથમાં રમાડતી હતી.

એવીજ રીતે મૃત્યુ વખતે પણ એજ અપરિચિત અદૃશ્યશક્તિ, મ્હારી સાથે હમ્મેશની પરિચિત હોય તેવી રીતે પાછી દર્શન આપશે. હું એ શક્તિની છાયામાં જેટલા

પ્રેમથી મ્હારા જીવનને ચાહું છું, એટલાજ પ્રેમથી હું મૃત્યુની શાન્તિને ચાહું છું.

જમણા પાસાના સ્તનને વળગેલું બાળક જ્યારે રડવા લાગે છે, ત્યારે તરત ત્હેને ત્યાંથી ખસેડીને માતા ક્ષણવારમાં ડાબા પાસાની છાતીએ વળગાડી શાન્ત કરે છે. જન્મ અને મરણ એ પણ માતાનાં ડાબાં જમણાં પાસાંજ છે.

— ૯૬ —

જ્યારે હું અહિંથી વિદાય થઈ જાઉં, ત્યારે આ મ્હારા છેવટના શબ્દો સ્મરણમાં રાખજો કે, મ્હેં અહિં જે જે જોયું છે, ત્હેને કદિ પણ વિસારી શકાય તેમ નથી.

‘પ્રકાશના વિશાળ સરોવર ઉપર જે કમળ ખિલ્યું હતું, તેમાં છૂપાયેલાં મધુનો મ્હેં સ્વાદ લીધો છે, અને આવી રીતે મ્હેં સુખ ભોગવ્યું છે.’ એ મ્હારો છેલ્લો સંદેશો ત્હમે સ્મરણમાં રાખજો.

અનંત આકૃતિયો અને મૂર્ત્તિયોથી પરિપૂર્ણ ભરાયેલી આ ક્રીડાભૂમિમાં હું મ્હારી જીવનની રમત રમ્યો છું અને અહિં જે નિરાકાર છે, ત્હેનાં સાક્ષાત્ દિવ્યદર્શન મ્હેં કીધાં છે!

જે અસ્પર્શ્ય અને અતર્ક્ય છે, ત્હેનો સ્પર્શ કરીને મ્હારૂં સમગ્ર શરીર અને મ્હારા અવયવોમાં આનંદની ઝણઝણી વાગી ઉઠી છે! આ વખતે અવસાન આવતું હોય તો ત્હેને આવવા દો! આ મ્હારો છેલ્લો સંદેશો છે.

— ૯૭ —

જ્યારે હું ત્હારી સાથે રમત રમતો હતો, ત્યારે તું કોણ છે, એવો મ્હેં કદિ પણ પ્રશ્ન કર્યો ન્હોતો. હું અહિં શરમ, સંકોચ કે ભયને ઓળખતો ન્હોતો. મ્હારૂં જીવન ઘણું તોફાની હતું.

પ્રાતઃકાળમાં મ્હને તું ઊંઘમાંથી જગાડતો, મ્હારા હમ્મેશના રમતિયાળ સાથી તરીકે સાથે આવતો અને એક મેદાનમાંથી બીજા મેદાનમાં મ્હને દોડાવતો–ઘૂમાવતો હતો.

એ સમયે તું મ્હારી સ્હામે જે જે ગીત ગાતો હતો, ત્હેમનો અર્થ સમજવાની મ્હેં કદિ પણ દરકાર કરી નહિ. માત્ર મ્હારો કંઠ, ત્હારા સુરને ઝીલી લેતો, અને ત્હેની એકતાનતામાં મ્હારૂં હૃદય નાચી ઉઠતું–લય થતું હતું!

હવે જ્યારે રમતનો સમય વીતી ગયો છે, ત્યારે મ્હારી આંખ સ્હામે આ એકાએક શાનો નવો દેખાવ ખડો થયો છે? સમગ્ર જગત્ ત્હારા ચરણ તરફ પોતાની આંખો ઢાળીને, મૌન ધારણ કરીને, સ્થિર ઉભેલા તારામંડળની સાથે ત્હારા તરફ માનની નજરે જોઇ રહ્યાં છે!

— ૯૮ —

મ્હારા પરાજયનાં ચિન્હ તરીકે–મ્હારી હારની કબુલાતરૂપે–હું ત્હને આ પુષ્પમાળા પહેરાવીને શણગારૂં છું. પરાજય પામીને ન્હાસી જવાની મ્હારામાં શક્તિ નથી.

હું અવશ્ય જાણું છું કે, મ્હારૂં માન–અભિમાન

ખંડિત થશે. અપ્રતિહત યંત્રણામાં મ્હારા જીવનનું અંતિમ બંધન તૂટી જશે. પોકળ વાંસળીની પેઠે મ્હારૂં ખાલી હૃદય નિઃશ્વાસભર્યાં ડૂસકાં ભરતું ગાવા લાગશે. એ સાંભળીને પત્થર પણ પીગળી જઇ આંસુઓ સારશે !

હું અવશ્ય જાણું છું કે, કમળની સેંકડો પાંખડીઓ કંઈ હંમેશને માટે મીંચાએલી રહેતી નથી. ત્હેનાં પરિમલ પરાગ–મધને સાચવી રાખનારૂં મર્મસ્થાન એક દિવસ અવશ્ય ઉઘડી જશે.

નીલવર્ણ આકાશમાંથી ત્હેની કરૂણદૃષ્ટિ મ્હારાપર પડશે અને મુંગે મ્હોડે માત્ર ઇસારતથી તે મ્હને બોલાવશે. મ્હારા માટે એ વખતે કંઈ પણ બાકી રહેશે નહિ અને ત્યારે ત્હારાં ચરણ સમીપ હું હંમેશનું મૃત્યુ ધારણ કરીશ.

— ૯૯ —

જ્યારે મ્હારા હાથમાંથી હું સુકાન છોડી દઉં છું, ત્યારે હું જાણું છું કે, હવે ત્હેને પકડવાનો ત્હારો વારો આવ્યો છે. જે થવાનું છે તે ક્ષણવારમાં થશે. આ વિવાદ અને વિગ્રહ વૃથા છે.

ત્યારે ત્હારા હાથ હવે પાછા ખેંચી લે અને મૌન ધારણ કરીને, ત્હારો પરાજય–પરાભવ–સહન કરી લે. મ્હારાં હૃદય ! જ્યાં ત્હને રાખવામાં આવે, ત્યાં ત્યાં પરમ શાન્તિથી બેસી રહેવામાંજ ત્હારૂં સદ્‌ભાગ્ય સમાયેલું છે.

પવનનો જરા સરખો ઝપાટો લાગતાં મ્હારા દીવાઓ બધા બુઝાઇ જાય છે, અને ત્હેમને પ્રકટ કરવાનો યત્ન આદરતાં હું પુનઃ પુનઃ બીજું બધું વિસરી જઉં છું !

પણ આ વખતે હું ડાહ્યો થઇશ. જમીન ઉપર મ્હારી સાદડી પાથરીને અંધકારમાં હું પ્રિયતમની રાહ જોતો બેસી જ રહીશ. મ્હારા પ્રભો ! પછી જ્યારે ત્હારી ઇચ્છા થાય, ત્યારે મુંગે મ્હોડે આવીને, ત્હેના પર આ સ્થળે ત્હારૂં આસન જમાવજે.

— ૧૦૦ —

હું અનેક આકૃતિઓવાળાં દ્રવ્યોથી ભરેલા મહાસાગર (ભવસિંધુ) ને તળીએ નિરાકાર કિંમતી મોતી (આત્મતત્ત્વ) શોધવાની આશાથી ઉંડી ડૂબકીઓ મારૂં છું.

તોફાનથી તારાજ થયેલા–જોખમાયેલા–મછવાને હવે એક બંદરથી બીજે બંદર હંકારવાની કંઇ જરૂર નથી. ત્હેને મોજાંઓ સાથે અફળાવવામાં મ્હને મજા મળતી; પણ એ દિવસો લાંબો સમય થયાં વીતી ગયા છે !

આજે તો હું મૃત્યુરહિત સ્થિતિમાં–અમૃતત્ત્વમાં–મરી રહેવાને માટે આતુર થયો છું !

પ્રેક્ષકવર્ગને માટે યોજેલા આત્મ ભૂવનમાં જે ઘણી ઉંડી ખાઇ છે અને જે ઠેકાણે સ્વરહીન તારમાંથી સંગીત ઉઠે છે, ત્યાં આ મ્હારા જીવનની વીણા હું લઇ જઇશ.

હું ત્હેમાં અનંતકાળનું ગાયન લલકારવાને સૂર ચ્હડા-

વીશ અને ત્હેનો છેલ્લો સ્વર જ્યારે ઉચ્છ્વાસ સહિત ખલાસ થશે; ત્યારે મ્હારી શાન્ત વીણાનું શાન્તિના ચરણમાં હું શાન્તિથી સમર્પણ કરીશ.

—૧૦૧—

મ્હારા સમગ્ર જીવનમાં મ્હારા ગાયનવડે મ્હેં ત્હારો આર્જવ કર્યો છે. લોકોએ મ્હને આંગણે આંગણે ફેરવ્યો અને ત્હેમના સહવાસમાં મ્હારા જગતની શોધ અને ત્હેમનો સ્પર્શ કરવાનું મ્હને સમજાવ્યું.

મ્હેં જે જે શિક્ષા ગ્રહણ કરી છે, તે બધી મ્હારાં ગીતોએ મ્હને શીખવી છે. ત્હેમણે મને ગુપ્ત માર્ગો દર્શાવ્યા અને મ્હારાં હૃદયના ક્ષિતિજમાં અનેક તેજસ્વી તારાને મ્હારી નજર સ્હામે ત્હેમણે ખડા કર્યા.

તેઓ મ્હારા માર્ગદર્શકરૂપે સમગ્ર દિવસ સુખ અને દુઃખના પ્રદેશોમાં રહસ્યો દેખાડવાને મ્હને લઇ ગયા, અને સંધ્યાકાળે મ્હારા પ્રવાસને અંતે તેઓ કયા રાજમહેલનાં દ્વાર પાસે મ્હને લઇ આવ્યા છે તે હું કંઈ જાણતો નથી!

—૧૦૨—

મ્હેં લોકોમાં શેખી કરી કે, ‘હું ત્હને ઓળખું છું.’ લોકો મ્હારાં સર્વ કાર્યોમાં ત્હારી છબિ જુએ છે. તેઓ આવીને મ્હને પૂછે છે કે, ‘તે કોણ છે?’ ત્હેમને શું જવાબ દેવો, તે હું જાણતો નથી. હું લાચાર થઇને કહું છું કેઃ— ‘હું કંઈ કહી શકતો નથી;’ એથી તેઓ મ્હને ઠપકો આપે



कवि रवीन्द्रनाथ.

( निवृत्तिपरायण स्थितीमां. )

Manoranjan Press,
Girgaon-Bombay.

છે ને મારી સામે મ્હોં મચકોડી જતાં રહે છે ને—ને તું તો માત્ર મુખડું મલકાવતો નિરાંતે બેઠો રહે છે.

હું તારી વાતોનાં અમર ગીતો ગૂંથું છું. ને મારા હ્રદયમાંથી તારૂં રહસ્ય ઝરઝર વહી જાય છે. તેઓ આવી મને પૂછે છેઃ "તારાં ગીતોનાં અર્થ અમારે હૈડે ઉતાર." પણ હું નથી જાણતોઃ મારે શો જવાબ દેવો તે. હું કહું છુંઃ અરે! એ સૂરાવલિનાં રહસ્યને તે કોણ જાણતું હોય? તેઓ મંદ હસે છે ને મ્હોં મચકોડી જતાં રહે છે. ને તું તો માત્ર મુખડું મલકાવતો નિરાંતે બેઠો રહે છે.

— ૧૦૩ —

મારા નાથ! એકજ પ્રણામમાંયે મારા શરીરની સારી ઇન્દ્રિયો પ્રફુલ પ્રકટી તને પ્રણમે અને તારા ચરણોમાં આ વિશ્વને ચૂમી રહેઃ એ મારી વાંછના છે.

આષાઢના અણવરસ્યા સભર વાદળાની જેમ મારૂં હ્રદય તને પ્રણમતું તારે દ્વારે લળી રહો.

મારાં સર્વ ગીતો પોતાની વિવિધ સૂરાવલિના એક સમગ્ર સૂરઝરણા રૂપે પ્રકટી તને પ્રણમતાં કોઇ નીરવ મહેરામણમાં વહી રહો.

ઘરઘેલાં ખગટોળાં રાત્રિ ને દિવસ પોતાના પહાડી માળા પ્રત્યે ઉડયાં રહે તેમ મારૂં જીવન તારા સનાતન સદન પ્રત્યે પ્રવાસ કરી રહો.

સમાપ્ત

# કોણે નથી વાંચ્યા ?

## બોમ્બયુગનું બંગાળા

આ પુસ્તકમાં વીસ વરસ પહેલાંના બંગાળામાં બ્રિટિશ સલ્તનતને બોમ્બને ગોળે જમીનદોસ્ત કરવા સારૂ જે કેટલાક નવજુવાનો ડોકાંને હથેળીમાં લઈ બહાર પડ્યા હતા, તેમના પરાક્રમો, અનુભવો, પ્રસંગો, ચરિત્રો વગેરે, તથા તે કાળનો રસભરપૂર ઇતિહાસ છે. યુગધર્મ, સાહિત્ય, વિશ્વજ્યોતિ, ગુજરાત વિગેરે સૌ પત્રોએ વખાણ્યું છે. ૧–૦–૦.

## હાય આસામ

દૂર, દૂર, આસામના ચ્હાના ખેતરોમાં બડા અને છોટા સાહેબો, અને તેમના મુકાદમો આપણાં માજણ્યાં ભાઇબ્હેન જેવા મજૂરો પર કેવાં કેવાં સિતમો વરસાવે છે, તે વાંચી આંખમાંથી ખૂન ઝરશે. કેટલાઓનાં ચ્હાનાં વ્યસન જીવનભરનાં છૂટી ગયાં. કેટલાયે રોયા. તમે પણ મંગાવીને વાંચી જુઓ. ૧–૦–૦.

## કલકત્તાનો કારાયુગ

૧૯૨૧ નો જમાનો ! સારૂં હિન્દ અસહકારના ઘેનમાં ઉન્મત્ત બનેલું ! જુવાનીયાઓ મરણિયા થયેલા. સરકાર ગાંડી બનેલી.—અને એ જમાનાના ઇતિહાસમાં બંગાળામાં સરકારે કેવા ગોટાળા વાળ્યા, અને પ્રજાએ તેને કેવા તમાચા માર્યા એ વાંચો. તમને ખડખડ હસવું ન આવે તો એ

પુસ્તકને હફનાવજો. પાને પાને અતિ રમુજી પ્રસંગો છે. ૧-૪-૦

## ગાંધીજીનો જેલનો અનુભવ

મહાત્મા ગાંધીએ આફ્રિકામાં ચાર ચાર વખત જેલો સેવી, તેમાં પત્થરો ફોડયા, કેદીના જાજરૂઓ સાફ કર્યા અને બીજા એવા અપાર સંકટો વેઠ્યા છે કે તે વાંચતાં રૂવા ખડા થાય છે. વર્ણન કોઇ પણ નવલકથાને ટક્કર મારે તેવું છે. ત્રણ ફોટા બોર્ડનું પૂંઠું સવાસો પાનાં ૦-૮-૦.

## કાળુ ગુલાબ

ગુલાબ તે કદિ કાળું થતું હશે? કદિ નહિ. —પણ ના, હોલેન્ડનાં બાગાયત મંડળે કાળું ગુલાબ ઉગાડનાર માટે ૩ લાખ રૂ૦ નું ઇનામ કાઢેલું તે તમને ખબર છે? હોલેન્ડની રાજકીય ઉથલપાથલ વેળા એક કેદીએ કાળું ગુલાબ ઉગાડયું તે તેની પાસેથી ચોરાયું. છતાં ચોરને પોટલે તો ધૂળની ધૂળજ રહી અને પાપનો ઘડો ફુટયો. ફ્રાન્સના અમર નવલકથાકાર એલેકઝાંડર ડુમાની મનોહર કૃતિનો આ અનુવાદ જેણે વાંચ્યો છે તેને પસંદ પડયો છે. એ વાંચનારને મુન્શીજીની કૃતિઓ કેમ વખણાય છે તે સમજાયા વિના નહિ રહે. પાકું પૂંઠું સોનેરી નામ છતાં કિં. ૧-૮-૦.

## બ્રહ્માંડનો ભેદ

ચીનની ભયંકર બૌદ્ધ ગુફામાં આખા વિશ્વના રહસ્યની ચાવી સમો એક અજબ ગ્રંથ છે. તેને મેળવવા જુનાગઢનો ડાક્તર પ્રતાપરાય પોતાના

મિત્ર બહાદુરસિંહ સાથે જાય છે. અસંખ્ય મુશ્કેલીઓ વેઠી જીવસટોસટની બાજીઓ રમી તે ભયંકર મઠમાં તેઓ પ્રવેશે છે. ત્યાં તેઓ હિન્દીવાન તરીકે ઓળખાઈ જાય છે અને ફાંસીની સજા પામે છે. પણ ત્યાંથી તેઓ કેવા છટકે છે અને પેલો રહસ્યમય ગ્રંથ મેળવી નાસી જાય છે, તે પુસ્તક વાંચ્યેજ સમજાય. આખી વસ્તુ એટલી રહસ્યમય અને અજબ છે કે આ વાર્તા તમારૂં દિલ હરી લીધા વિના નહિ રહે. પાકું પૂઠું સોનેરી નામ ચાર ચિત્રો છતાં કિં. ૩-૮-૦ પોસ્ટેજ ૦-૮-૦. જૂજ નકલ બાકી છે.

## આનંદમઠ

બંગાળાના ઋષિ લેખક બંકીમચન્દ્રનું નામ કોણે નથી સાંભળ્યું ? સત્તરમી સદીના અધવચાળે ઈંગ્રેજોની કંપની સરકાર સામે બંગાળના સંન્યાસીઓએ જબરદસ્ત બળવો ઉઠાવેલો. અને દેશની સ્વતંત્રતા માટે પોતાનાં ખૂન વહાવેલાં. તેની આ અતિ રમ્ય કથા બંકીમની સર્વશ્રેષ્ઠ કૃતિ ગણાય છે. અને તેમાં દેશભક્તિ અને જ્વલંત આત્મત્યાગનું સુંદર નિરૂપણ છે. છતાં વાર્તાનો રસ અપૂર્વ જળવાયો છે. પ્રો૦ બળવંતરાય ઠાકોરના વિદ્વત્તાપૂર્ણ પ્રવેશક સાથે પાકું પૂંઠું સોનેરી નામ કિં. ૧-૮-૦.

# બાળસાહિત્યનો ગાંડીવ ટંકાર

ગુજરાતના બાળસાહિત્યમાં સહેજે પહેલે નંબરે આવી ગયેલાં, વિલાયતનાં પુસ્તકો સાથે ટક્કર ઝીલે એવાં રૂપાળાં પુંઠાં, જાડા કાગળ, મનોહર છપાઈ ને પાથરી બાંધણીવાળાં પુસ્તકો. શૈલી સરળ ને આકર્ષક, વિષય બોધક અને મનોરંજક. ઈનામના મેળાવડાઓ માટે અનિવાર્ય અને અદ્વિતીય પુસ્તકો. પત્રોએ, વિદ્વાનોએ ને સૌ વિદ્યાર્થિ-ની-ઓએ વખાણ્યાં છે. સરકાર તરફથી ઘણાંક મંજૂર થયેલાં છે અને બીજાં થતાં જાય છે.

| | | |
|---|---|---|
| ૧ | ટોલ્સ્ટોયની ત્રણ વાતો | ૦-૪-૦ |
| ૨ | બકુલ | ૦-૬-૦ |
| ૩ | બીરબલનો બન્ધુ | ૦-૮-૦ |
| ૪ | મૂરખરાજ (ટોલ્સ્ટોય) | ૦-૮-૦ |
| ૫ | નીલમ | ૦-૬-૦ |
| ૬ | ભીષ્મ અને યુધિષ્ઠિર | ૦-૪-૦ |
| ૭ | બાળવિહાર (૧) | ૦-૧૨-૦ |
| ૮ | જય બજરંગ | ૦-૬-૦ |
| ૯ | વાઘોનું વન | ૦-૪-૦ |
| ૧૦ | જાદુઈ હાર | ૦-૪-૦ |
| ૧૧ | બરફીપુરી | ૦-૫-૦ |
| ૧૨ | સોનાકુમારી | ૦-૪-૦ |
| ૧૩ | તોફાની ટીપુડો | ૦-૬-૦ |
| ૧૪ | કચુંબર | ૦-૩-૦ |
| ૧૫ | ધૂપસળી | ૦-૪-૦ |
| ૧૬ | બાળવિહાર (૨) | ૦-૬-૦ |

કુલ રૂા. ૫-૧૦-૦ રજી. પોસ્ટેજ રૂા. ૦-૧૧-૦

બાળકો ને બાળાઓમાં લ્હાણી માટે અનુપમ છે.